श्रीकृष्णाय नमः

# अन्तःकरणप्रबोधः।

( श्रीमद्वल्लभाचार्यचरणविरचितः। )

पञ्चटीकाभिः समलङ्कृतः

श्रीपुरुषोत्तमचरणविरचितविवरणानुवादेन विशदीकृतश्च

| | | | |
|---|---|---|---|
| १ श्रीगोकुलनाथचरणानाम् | १ | ४ श्रीव्रजराजचरणानाम् | २० |
| २ श्रीरघुनाथचरणानाम् | ९ | ५ श्रीपुरुषोत्तमचरणानाम् | २५ |
| ३ श्रीहरिरायचरणानाम् | १३ | ६ तेषां स्वतन्त्रलेखश्च | ३० |

श्रीमद्गोस्वामिकुलभूषणश्रीजीवनेशात्मजश्रीरणछोड-
लालमहाराजचरणानां प्रबन्धबलेन

'शास्त्री, चीमनलाल हरिशङ्कर'

'साहित्यभूषण' 'शुद्धाद्वैतरत्न'

इत्यनेन संशोध्यानूद्य

मुद्रयित्वा

प्रकाशितः

संवत्. १९८१ मूल्यम् ०-८-० वल्लभाब्दाः ४४६

* આ ગ્રન્થ માટે ભગવદ્ધર્મપરાયણ હરિગોવિન્દદાસ છગનલાલના ટ્રસ્ટીઓ, રા છોટાલાલ રણછોડદાસ, રા ગોવર્ધનદાસ ભગવાનદાસ, રા બલદેવદાસ હરિવલ્લભ, રા ભાખાભાઈ દુર્લભદાસ એ મારફે કેટલીક વિતન સેવા શ્રીગોસ્વામિશ્રીરણછોડલાલજી મહારાજના ચરણકમલમાં અર્પી છે તેથી આવા અમૂલ્ય ગ્રન્થનું મુદ્રણ થયું તે માટે તેઓ ધન્યવાદાર્હ છે

श्रीकृष्णाय नमः

# अन्तःकरणप्रबोधः।

( श्रीमद्वल्लभाचार्यचरणविरचितः। )

पञ्चटीकाभिः समलङ्कृतः

श्रीपुरुषोत्तमचरणविरचितविवरणानुवादेन विशदीकृतश्च



श्रीमद्गोस्वामिकुलभूषणश्रीजीवनेशात्मजश्रीरणछोड-
लालमहाराजचरणानां प्रबन्धबलेन


'शास्त्री, चीमनलाल हरिशङ्कर'

'साहित्यभूषण' 'शुद्धाद्वैतरत्न'


इत्यनेन संशोध्यानूद्य

मुद्रयित्वा

प्रकाशित


सम्वत् १९८२ मूल्यम् ०–८–० वल्लभाब्दाः ४४६


* આ ગ્રન્થ માટે ભગવદ્ધર્મપરાયણ હરિગોવિન્દદાસ છગનલાલના ટ્રસ્ટીઓ, રા છોટાલાલ રણછોડદાસ રા ગોવર્ધનદાસ ભગવાનદાસ, રા મથુરેશદાસ હરિવલ્લભ, રા બાબાભાઈ દુર્લભદાસ એ મળીને રૂ૮-૦-૦ વિત્તજા સેવા શ્રીગોસ્વામિશ્રીરણછોડલાલજી મહારાજના ચરણકમળમાં અર્પી છે તેથી આવા અમૂલ્ય ગ્રન્થનું મુદ્રણ થયું તે માટે તેઓ ધન્યવાદાર્હ છે

'गुजराती' पत्राधिपतीच्छारामात्मजमणिलालस्य
'गुजराती न्यूस' मुद्रणयन्त्रालये मुद्रयित्वा प्रकाश्यं नीतम्।
( वेङ्क-हाउस लेन, फोर्बस स्ट्रीट फोर्ट-मुंबई. )

श्रीकृष्णः

# श्रीमद्वल्लभाचार्यचरणविरचितान्तःकरणप्रबोधः ।

अन्तःकरण मद्वाक्यं सावधानतया शृणु ।
कृष्णात्परं नास्ति दैवं वस्तुतो दोषवर्जितम् ॥ १ ॥
चाण्डाली चेद्राजपत्नी जाता राज्ञा च मानिता ।
कदाचिदपमानेऽपि[1] मूलतः का क्षतिर्भवेत् ॥ २ ॥
समर्पणादहं पूर्वमुत्तमः किं सदा स्थितः ।
का ममाधमता भाव्या पश्चात्तापो यतो भवेत् ॥ ३ ॥
सत्यसङ्कल्पतो विष्णुर्नान्यथा तु करिष्यति ।
आज्ञैव कार्या संततं स्वामिद्रोहोऽन्यथा भवेत् ॥ ४ ॥
सेवकस्य तु धर्मोऽयं स्वामी स्वस्य करिष्यति ।
आज्ञा पूर्वं तु या जाता गङ्गासागरसङ्गमे ॥ ५ ॥
याऽपि पश्चान्मधुवने न कृतं तद्द्वयं मया ।
देहदेशपरित्यागस्तृतीयो लोकगोचरः ॥ ६ ॥
पश्चात्तापः कथं तत्र सेवकोऽहं न चान्यथा ।
लौकिकप्रभुवत्कृष्णो न द्रष्टव्यः कदाचन ॥ ७ ॥
सर्वं समर्पितं भक्त्या कृतार्थोऽसि सुखी भव ।
प्रौढाऽपि दुहिता यद्वत्स्नेहान्न प्रेष्यते वरे ॥ ८ ॥
तथा देहे न कर्तव्यं वरस्तुष्यति नान्यथा ।
लोकवच्चेत्स्थितिर्मे स्यात्किं स्यादिति विचारय ॥ ९ ॥
अशक्ये हरिरेवास्ति मोहं मा गाः कथञ्चन ।
इति श्रीकृष्णदासस्य वल्लभस्य हितं वचः ॥ १० ॥
चित्तं प्रति यदाकर्ण्य भक्तो निश्चिन्ततां व्रजेत् ॥ ११ ॥

इति श्रीमद्वल्लभाचार्यविरचितोऽन्तःकरणप्रबोधः सम्पूर्णः ।

---

१ 'अपमाने वा ' इतिपाठः श्रीव्रजराजश्रीपुरुषोत्तमचरणानां टीकयोः ।

॥ श्रीवल्लभः ॥

# ॥ अन्तःकरणप्रबोधभावार्थ ॥



## ગઝલ

હૃદય તું વાક્ય જે મારાં, પરમ સાવધપણે સુણજે;
નથી શ્રીકૃષ્ણથી બીજો, પૂર્ણ નિર્દોષ દૈવજ તે. ૧
થતાં ઇચ્છા નૃપતિ કેરી, કરી ચાંડાલિને પત્ની;
કદા અપમાનમાં આવી, તથાપિ રાજની રત્નિ. ૨
ખરે સર્વાર્પણ પહેલાં, હતો નહિ શ્રેષ્ઠ અધિકારી;
અધમતા પૂર્વની સ્મરતાં, વિમાસણ ક્યાં રહે મારી. ૩
સત્ય સંકલ્પિ સ્વામી તે, નિજોનું હિત કરતા છે;
એઉની આજ્ઞા પાળતાં, બધા અપરાધ હરતા છે. ૪
ધર્મ છે એજ સેવકનો, સ્વામીઆજ્ઞા વિષે રે'વું;
પ્રભુને લોક સમ લેખી, નહિ અપરાધ પણ સહવું. ૫
દેહ ને દેશ તજવાની, પળી ના આજ્ઞા થઈ તે;
વિના ચિન્તા સ્વિકારી છે, ત્રીજી સંન્યાસની દઈ તે. ૬
થઈ પ્રૌઢ જ છતાં પુત્રી, વળાવે ના પતિ પાસે;
રીઝે ના એહનો સ્વામી, રહેતો નિત્ય ઉદારો. ૭
શરીરથી સેવજો પ્રભુને, ગતિ લૌકિક નવ થાએ;
હરિ હરતા અને કરતા, અશક્યે સર્વ ઉપાયે. ૮
થવા નિશ્ચિત આ માર્ગે, વચન વલ્લભતણાં જાણો;
કરણમાં જે જને ધાર્યાં, થયા કૃતાર્થ તે માનો. ૯
કદા નવ ભિન્નતા લેખો, વલ્લભ કૃષ્ણ એક સ્વરૂપ;
છવોને કાજ દેખાડ્યા, દાસના ધર્મ આ તદ્રૂપ. ૧૦
ગજલમાં ગ્રંથ આ ગાતાં, મઝેનો હર્ષ આવે છે;
રસિક રસ પ્રેમમય પીતાં, અવર નહિ વ્યાસ ભાવે છે. ૧૧

---

લેખક-ભાઈલાલ છગનલાલ મુખ્યાજી

# ઉ દા હા ર.

અન્તઃકરણપ્રબોધ ગ્રન્થ પ્રકટ કરતાં અમોને સહજ આનંદ સ્ફુરે છે. આ ગ્રન્થ શ્રીસુબોધિન્યાદિ આલેખાયા પછી પરિણિત અવસ્થામાં લખાયેલ હોવાથી માર્ગીય મૂર્ધન્ય સિદ્ધાન્તનું સિંહાવલોકન કર્યું છે. તેથી શ્રીમહાપ્રભુજીનું પ્રભુસહ સાનુભાવતાનું પ્રદર્શન અને ઐતિહાસિક પ્રકાશનો લાભ આ ગ્રન્થદ્વારા ઉપલબ્ધ થાય છે.

અન્તઃકરણના મન, ચિત્ત એમ સામાન્ય પર્યાયો ટીકાકારોએ સ્વીકાર્યા છે. મન વિગેરેનું સ્થાન હૃદય ગોલક હોવાથી હૃદયવાચક અન્તઃકરણ શબ્દનો અત્ર પ્રયોગ છે. શ્રીપુરુષોત્તમજી કહે છે કે–મનને વશ કરે તે દેવનો દેવ જાણવો. આ પ્રમાણાનુસાર મનનેજ સાધવા માટે અન્તઃકરણપ્રબોધ છે. મનનું સ્વરૂપલક્ષણ–सङ्कल्पविकल्पात्मकं मनः । કાર્યલક્ષણ कामसङ्कल्पः। આ બન્ને લક્ષણ આધ્યાત્મિક થયાં. 'આધિદૈવિક લક્ષણ તો 'अनिरुद्धाविर्भावस्थानत्वम्' છે. આધિભૌતિક લક્ષણ योगिभिः शनैः सराध्यत्वम् । મનનું અણુ પરિમાણ છે. ચન્દ્ર દેવતા છે. कामः सङ्कल्पः विचिकित्सा श्रद्धाऽश्रद्धा વિગેરે મનના ગુણ છે. તેથી તે ચિન્તા કરે એ સ્વાભાવિક છે.

વસ્તુતસ્તુ સેવકને ચિન્તારહિત કરી સેવકની સેવા આધિદૈવિકી બને એજ મુખ્યાશય આ ગ્રન્થનો છે. આ આશયને સ્વઅન્તઃકરણના વ્યપદેશથી ભક્તાન્તઃકરણને જ શ્રીમહાપ્રભુજી ઉપદેશે છે. અન્તઃકરણે ભગવાનની આજ્ઞાનું ઉલ્લંઘન કર્યું, દેહ અને દેશત્યાગની આજ્ઞા ન પાળી તેથી અપરાધી થયું. તેને ઉપદેશ આપવો જ જોઇએ. શ્રીગોપીજનોએ ભગવદાજ્ઞાનું ઉલ્લંઘન કર્યું હતું. શ્રીમહાપ્રભુજીએ દેહદેશત્યાગ કરવાની આજ્ઞાનું ઉલ્લંઘન કર્યું; તો સેવક પણ કરશે. આવી રીતે ભગવદાજ્ઞાને ઉલ્લંઘન કરવાની પ્રથા માર્ગમાં ચાલુ થવાના ભયથી અન્તઃકરણપ્રબોધ ગ્રન્થનો પ્રાદુર્ભાવ થયો, એમ કહેવું જરાય અતિશયોક્તિ ભરેલું નથી. આ વાત સેવકને સમજાવવા શ્રીકૃષ્ણની ઉત્કૃષ્ટતા સાધવા શ્રીકૃષ્ણથી પર કોઈ ઉત્તમ દેવ નથી, એમ સાબીત કર્યું છે. શ્રી પુરુષોત્તમજી કહે છે કે–શ્રીકૃષ્ણથી દેવ એટલે દેવીનો સમૂહ ગોપીજનો–પર–એટલે ઉત્કૃષ્ટ નથી ભિન્ન નથી, માટે તેમનો દાખલો લઈ આજ્ઞાભંગ ન કરવો. સામાન્ય રીતે ટીકાકારો આજ્ઞાના વિષયો આ પ્રમાણે આલેખે છે.

૧ નિત્યલીલામાં–ભાગવતાર્થ પ્રકટ કરવાને માટે ભૂતલપર પ્રકટ થવાની આજ્ઞા,

૨ પરદેશમાં–વિયોગ ન સહી શકવાથી ત્રણ સ્કન્ધ પછી દશમસ્કંધ વિવરણ કરવાની આજ્ઞા.

૩ ગંગાસાગરમાં–દેહત્યાગની આજ્ઞા.

૪ મથુરામાં–દેશત્યાગ કરવાની.

૫ લોકગોચર આજ્ઞાના બે અર્થ છે–સંન્યાસ કરવાની અથવા લીલાદ્વાર કરવાની.

(આ આજ્ઞા પાળી.)

આ આજ્ઞામાં દેહદેશપરિત્યાગની આજ્ઞા ન પાળી એ સામાન્ય મૂલ હેતુ છે. આજ્ઞા પાલન નથી થયું. એવું કહેવું એના કરતાં આજ્ઞાનું પાલન થયું છે એવું મર્મ જો શ્રીમહાપ્રભુજીના–શબ્દમાં નિકળતુંજ હોય તો સુરમ્ય ગણાય એવા આશયથી શ્રીપુરુષોત્તમજી દિશ ઉપચયાર્થ લઇ અને દિશ અતિસર્જન દાનાર્થ લઈ એવો અર્થ કરે છે કે, ગ્રન્થ બાહુલ્ય અને ઉપદેશદાનાદિનો ત્યાગ કરો, એવી ભગવદાજ્ઞા થઈ, તે આજ્ઞાનું પાલન થઈજ ગયું છે. કારણ કે સૂક્ષ્મટીકાતિરોધાન, સ્કન્ધક્રમ વ્યાખ્યાનો ત્યાગ, દશમસ્કંધવિવરણાનન્તર શ્રીમહાપ્રભુજીના લેખક માધવભટ્ટ કાશ્મિરીને બાણ વાગ્યું અને ગ્રન્થબાહુલ્યમાં વિઘ્ન આવ્યું, વિગેરે કાર્યોથી ગ્રન્થબાહુલ્ય અને દાન ઉભય બંધ પડ્યાં અને આજ્ઞાનું પાલન થયું છે.

આધુનિક કેટલાક ચાન श्रीकृष्णदासस्य वल्लभस्य આ શબ્દમાં શ્રીમહાપ્રભુજી શ્રીકૃષ્ણના દાસ હતા પરંતુ કૃષ્ણ કે—આચાર્યનો દાવો કરતા ન હતા એમ કહી દીનતાદ્યોતક દાસ શબ્દોનો ગેરઉપયોગ કરે છે શ્રીમહાપ્રભુજી પોતાને દાસ કહે છે, તેનો કહેવો સુંદર આશય છે તે જોવા શ્રમ લેશે

શ્રીમહાપ્રભુજી તો પોતાને દાસ કહે છે તો સાક્ષાત્ શ્રીકૃષ્ણ કેમ કહેવાય ?

ननु दासत्वकृष्णत्वे विरुद्धे भवत कथम् ।

एव हि सशये कार्या सद्भिरेव समाहिति ।

एव हि भगवान् कृष्णो रसात्मा यत्र यादृश ।

रसात्मत्वात् तदास्य च मन्तव्य तादृश पुन ।

अतो दास्यरसार्थाय प्रादुर्भूत तदात्मना । स्वीयदैन्यभावनिरूपकम् । (श्रीगोकुलनाथजी) पुष्टिमार्गीयफलरूपदास्य प्राप्तस्य વિગેરે અનેક વચનોથી સિદ્ધ જ છે કે રસરૂપ ભગવાને દાસ્ય સેવા રસથી ભરેલા શ્રીમહાપ્રભુજીને પ્રકટ કર્યા તેથી આ દાસ્યમેવારસ શ્રીમહાપ્રભુજીમાં હોવાથી જ તે સાક્ષાત્ શ્રીકૃષ્ણ અથવા આચાર્યપદભૂષણ છે

સૂક્ષ્મ ટીકાના તિરોધાન થવાની વાત શ્રીપુરુષોત્તમજી જ કહે છે શ્રીવ્રજરાયજીની ટીકામાં પણ આપ જ સ્વહસ્તાક્ષરથી શોધે છે. સૂક્ષ્મટીકાનું તિરોધાન શ્રીગુસાંઈજીના વખતમાં પરસ્પર વૈમનસ્યના કારણથી થયુ છે પરંતુ આ પ્રભુની ઇચ્છાધીન માનનાર સેવકને તો શ્રીપુરુષોત્તમજીએ કહ્યુ તેજ માનવુ યોગ્ય છે કે પ્રભુની અતિરહસ્યોદ્ઘાટન કરાવા ઇચ્છા ન હતી, માટે તિરોધાન થયુ પરંતુ શ્રીસુબોધિનીજી તો સમ્પૂર્ણ લખાયા નથી એ વાત નિર્વિવાદ છે શ્રીગોકુલનાથજી શ્રીમહાપ્રભુજીના નિકટ પ્રસંગના છે આ સ્કન્ધક્રમત્યાગ કરવાનુ વૃત્તાન્ત તેમને મળ્યુ છે અને તે પોતાની ટીકામાં લખે છે

શ્રીપુરુષોત્તમચરણે 'आज्ञा पूर्वन्तु या जाता' શ્લોક ઉપર એક સ્વતંત્ર લેખ સ્વહસ્તાક્ષરથી જ લખ્યો છે, અન્ય કોઈ પ્રતિમા નથી આ લેખ ચાલુ જ ગ્રન્થમાં તેજ શ્લોક નીચે મુકયો છે આ સ્વતંત્ર લેખ શ્રીપુરુષોત્તમજીએ ગ્રન્થ કર્યા પછી કેટલાક સમય વિત્યાબાદ લખ્યો હોય તેમ જણાય છે મૂળ ગ્રન્થમાં બે આજ્ઞા ન પાળવાનુ કારણ ' तत्करणे बीज तु नाभिमानो न वा वाक्यविरोध किन्तु श्रीमागवतार्थप्रकरणार्थाशकार्यरूपविरोध લખે છે અને સ્વતંત્રમાં तत्कृतौ सर्वं वाक्यस्य न स्यात्, तेन च व्याख्यातानामनुद्धार स्यात्, तेन चोभयस्य ( स्वस्य भगवतश्च ) करणत्व न स्यात् આવી રીતે બન્ને આજ્ઞા ન પાળવાનુ કારણ સરખુ જ છે પરન્તુ તૃતીયાજ્ઞામાં ભેદ પડે છે મૂળ ટીકામાં લોકાગોચર પદનો અર્થ સન્યાસ કરે છે અને સ્વતંત્ર લેખમાં लोकगोचरनो અર્થ લોકપ્રસિદ્ધ મર્યાદા કરવાની આજ્ઞા, (જે નિત્યલીલામાં શ્રીમહાપ્રભુજીને શ્રીઠાકુરજીએ કહી હતી તે મર્યાદા) અર્થ કરે છે એમ સ્વતંત્રમાં ત્રણ આજ્ઞાનો પણ ભેદ પડ્યો તેથી અમુક સમય પછી આપનો વિચાર ઉદ્ભવ્યો તે સ્વતંત્રરૂપે લખાયો હોય એમ લાગે છે યદ્યપિ ટીકાના અક્ષરો એક સમયે લખાયા હોય એમ જણાય છે શાહી અક્ષરનો મરોડ વિગેરે જોતાં એકજ સમયે આ ગ્રન્થ સાથે આ સ્વતંત્ર લખાયો હશે એમ અનુમાન થાય છે પરન્તુ ગ્રન્થનુ વિવરણ પૂર્ણ થયા બાદ લખ્યો અને આજ્ઞાપૂર્વન્તુ શ્લોકનો વિકલ્પે દ્વિતીયાશય દર્શાવવાનો હેતુ શ્રીપુરુષોત્તમચરણનો હોય એમ સ્પષ્ટ છે

આ આ મતનો સાર શ્રીપુરુષોત્તમજીની ટીકાના અનુવાદના અન્તિમ ભાગમાં છે. માટે પુન લખતા નથી

શાસ્ત્રી ચીમનલાલ 'સાહિત્યભૂષણ' 'શુદ્ધાદ્વૈતરત્ન'

## મુદ્રણપરિચાયક.

આ ગ્રન્થમાં અનેક પ્રતિ સમ્પાદન કરી છે. મારા સદ્ભાગ્યે શુદ્ધ અને પ્રાચીન પ્રતિ પ્રત્યેક ટીકાની હસ્તગત થઇ ગઇ, તેમાં શ્રીવ્રજરાયજીની ટીકા તો શ્રીવ્રજરત્નલાલજી મહારાજ તરફથી ઉપલબ્ધ થઈ તે શ્રીપુરુષોત્તમજીએ સ્વહસ્તાક્ષરથી શોધિતવર્ધિત હોવાથી એક પ્રતિએજ મુદ્રણકાર્યસમ્પૂર્તિ કરી. શ્રીપુરુષોત્તમજીની ટીકા તો નિજહસ્તાક્ષરથી જ આલેખેલી છે. તેથી અન્ય પ્રતિના સદ્ભાવે પણ તેનાથી જ કાર્યસંસિદ્ધ થયું. મને અન્ય પ્રતિ જોડે સંવાદિત કરતાં સમજાયું કે મૂલ લેખક પછી અત્યારે સો બસો વર્ષની અંદર અવતરણ કરનારા અતીવ અશુદ્ધ કરી દે છે. શ્રીહરિરાયજીની પ્રતિ માટે હુ સંકાચાતો હતો પરતુ મહાશય તેલીવાલા તરફથી પંડિતવર્ય ગટ્ટુલાલજીની સંસ્થાની એક નાજુક પ્રતિ ઉપસ્થિત થઈ કે જે શુદ્ધ અને પ્રાચીન હતી. સંતોષકારક હતી,

હવે પ્રત્યેક ટીકાની ખણ્ડશઃ ગણના કરીએ.

### (૧) શ્રીગોકુલનાથચરણની ટીકા–

પોરબંદર–શ્રીજીવનેશાચાર્યપુસ્તકાલયની ... ... ... ... ...પ્રતિ. ૨
કોટા–શ્રીછોટામથુરેશજીની શ્રીરણછોડલાલજીમહારાજદ્વારા ... ... ...પ્રતિ. ૩
સુરત–શ્રીવ્રજરત્નલાલજીમહારાજદ્વારા ... ... ... ... ... ...પ્રતિ. ૧
મુબઇ–શ્રીગોકુલનાથજીમહારાજદ્વારા ... ... ... ... ... ...પ્રતિ. ૨
મુબઇ–શ્રીગટ્ટુલાલજીની સસ્થા. શ્રીયુત તેલીવાલાદ્વારા ... ... ...પ્રતિ. ૧

### (૨) શ્રીરઘુનાથચરણની ટીકા–

જુનાગઢ–શ્રીગોકુલનાથજીમહારાજદ્વારા ... ... ... ... ... ...પ્રતિ. ૧
સુરત–શ્રીવ્રજરત્નલાલજીમહારાજદ્વારા ... ... ... ... ... ...પ્રતિ. ૧
મુબઇ–શ્રીમગનલાલજીમહારાજદ્વારા ... ... ... ... ... ...પ્રતિ. ૧

### (૩) શ્રીહરિરાયચરણની ટીકા–

પોરબંદર–શ્રીરણછોડલાલજીમહારાજદ્વારા... ... ... ... ... ...પ્રતિ–૧
મુબઈ–મહાશય મૂલચન્દ્ર તેલીવાળાદ્વારા ... ... ... ... ... ...પ્રતિ–૧
પોરબદર–સુરદાસજી દામોદાસ ભગવદીયદ્વારા ... ... ... ... ...પ્રતિ–૧

### (૪) શ્રીવ્રજરાજચરણની ટીકા–

સુરત–શ્રીવ્રજરત્નલાલજીમહારાજદ્વારા ... ... ... ... ... ...પ્રતિ–૧

શ્રીપુરુષોત્તમજી મહારાજે સ્વહસ્તાક્ષરથી શોધિત વર્ધિત હોવાથી આ એક જ પ્રતિએ સમ્પૂર્ણ મુદ્રણ કાર્ય યથાયોગ્ય સિદ્ધ થયુ. આ ટીકાની અન્યપ્રતિ અનેક સ્થલે શોધવા છતાં ઉપલબ્ધ થતી નથી, જે ભાગ શ્રીપુરુષોત્તમજી મહારાજે સ્વહસ્તાક્ષરથી સમ્પૂરિત કર્યો છે તે ભાગ અમે (          ) કાઉંસમા મુક્યો છે. અને બે સ્થલે ત્રણ ચાર અક્ષર જેટલો ભાગ ખંડિત થએલ છે. વધારે ખંડિત થયો નથી તે ભાગ......ચિન્હથી જણાવ્યો છે.

### (૫) શ્રીપુરુષોત્તમચરણની ટીકા

સુરત–શ્રીવ્રજરત્નલાલજી મહારાજદ્વારા ... ... ... ... ... ...પ્રતિ–૧
(આજ પ્રતિ નિજહસ્તાક્ષરની છે.)

કોટા–છોટામથુરેશજીની શ્રીરણછોડલાલજીદ્વારા ... ... ... ... ...પ્રતિ–૧
પોરબંદર–શ્રીરણછોડલાલજીદ્વારા ... ... ... ... ... ... ...પ્રતિ–૧

**(ક) સ્વતંત્ર લેખ**–શ્રીપુરુષોત્તમજી મહારાજે સ્વહસ્તાક્ષરથી નિજ પ્રતિમાં આલેખ્યો છે.

ઉપર મુજબ અનેક શુદ્ધ પ્રતિથી આ ગ્રન્થ સંશોધન આ દાસે કર્યું છે, જીવની અણુતા અને જીવસામર્થ્યાનુસાર શક્ય આયાસ કર્યો છે, પરન્તુ અત્રાશુદ્ધિ દૃષ્ટિગોચર થાય તો શોધિત વાચન કરવા વિનતિ કરું છું.

શ્રીમદ્ગોસ્વામિવર્ય શ્રીરણછોડલાલજી મહારાજે ફક્ત સાર્ધ વર્ષમાં પાંચ સાત ગ્રન્થો બહાર પાડ્યા, શ્રીરણછોડલાલજીમહારાજ નિજ પિતૃચરણના સ્મારક ઉપરાંત પણ સાંપ્રદાયિક સાહિત્ય માટે ઘણીજ ઉત્કંઠા રાખે છે. શ્રીસુબોધિનીજીનું પાંચ ટીકા સહિત મુદ્રણ કરાવવાનો મહત્કાર્યારંભ પણ આપે શ્રીગોકુલથી તાર કરી કરાવ્યો. આ સર્વ વિદ્યાનુરાગ જ સૂચવે છે. આથી આખા સમ્પ્રદાયમાં આપને માટે સમ્પ્રદાયના મુખ્ય હિતેચ્છુ તરીકે પ્રત્યેક અગ્રગણ્ય વ્યક્તિની દૃષ્ટિ આપની તરફ આકર્ષાઈ છે કે આપશ્રી જીવનેશપ્રભુવત્ સમ્પ્રદાય-સંરક્ષણ અને સાહિત્યોદ્ધાર કરશોજ.

પૂર્વોક્ત સર્વ સાહિત્યસમર્પક શ્રીરણછોડલાલજી મહારાજ, શ્રીગોકુલનાથજી મહારાજ શ્રીવ્રજરત્નલાલજી મહારાજ, અને શ્રીમમલાલજી મહારાજે ગ્રન્થ સાહિત્યપ્રદાનદ્વારા અતીવ ઉપકાર કર્યો છે ભગવચ્છાસ્ત્રનિષ્ણાત મગનલાલ શાસ્ત્રીજીએ મને આ ગ્રન્થાર્થે સૂચનાદિ દ્વારા સાહાય્ય વિતર્યું છે. તેમનો પ્રત્યેક શુભ પ્રવૃત્તિમાં આભારી સદા છું, શ્રીયુત સમ્પ્રદાયજ્ઞ તેલીવાળા મૂલચન્દભાઈએ આ ષોડશગ્રન્થની સીરીઝ શ્રીજીવનેશપ્રભુના સાહાય્યથી આરંભી તેમાં હવે શ્રીયમુનાષ્ટક બાલબોધ, શ્રીકૃષ્ણાશ્રય, અને વિવેકધૈર્યાશ્રય ચાર ગ્રન્થ અવશિષ્ટ રહ્યા. મુક્તકંઠે કહેવું જોઈએ કે આ સીરીઝ પૈકી કેટલાક ગ્રન્થો અમે મુદ્રિત કરીશુ પરન્તુ ષોડશોદ્ધારનું માન્ય તો શ્રીજીવનેશપ્રભુદ્વારા તેલીવાલાનેજ ઘટે છે. મુંબાઈમાં શ્રીઅનિરુદ્ધાચાર્યજી મહારાજે પોતાના પંડિતજી ભાઉશાસ્ત્રીજીને ગ્રન્થસંવાદિત કરવા આજ્ઞા અર્પી તેથી આપશ્રીનો પણ ઋણી છું. દામોદરદાસ સુરદાસ ભગવદીયની એક ટીકા શ્રીહરિરાયજીની મળી હતી. આ રીતે સાહિત્યનો ઉદ્ધાર કરવામાં વિના વિલંબે સાહાય્ય ગ્રન્થદાન ચાલુ રહે, એમ સર્વને પ્રભુ પ્રેરે, એ વિનતિ કરી વિરમું છું.

શાસ્ત્રી ચીમનલાલ હરિશંકર
'સાહિત્યભૂષણ' શુદ્ધાદ્વૈતરત્ન

श्रीकृष्णाय नमः ।

श्रीगोपीजनवल्लभाय नमः ।

श्रीमदाचार्यचरणकमलेभ्यो नमः ।

श्रीमद्वैश्वानरावतारश्रीमद्वल्लभाचार्यचरणविरचित

# अन्तःकरणप्रबोध

## દશદિગન્તવિજયી, શ્રીગો૦શ્રીપુરુષોત્તમચરણવિરચિતવિવરણાનુવાદ

जन्तुस्वभावदोषोत्थमन्तुचिन्ताकुलान् स्वकान् ।
अवन्तः श्रीमदाचार्याः सन्तु मत्स्वान्तगोचराः ॥ १ ॥

પ્રાણી સ્વભાવ દોષોથી; અપરાધો કરે અતિ,
જે અપરાધી જીવોની; ચિન્તાવ્યાકુલ છે મતિ. ૧
ચિન્તાથી સ્વીયની રક્ષા; કરે શ્રીવલ્લભપ્રભુ,
વસીને હૃદયે મ્હારા આપો દર્શન તે વિભુ. ૨

ઉપક્રમ ગ્રન્થહેતુ

શ્રીમદાચાર્યચરણે ઉપદેશેલી સેવા નિર્દોષ છે. બ્રહ્મસમ્બન્ધપૂર્વક સેવા કરનારને બ્રહ્મસમ્બન્ધથી જ દેહજીવના સર્વ દોષો દૂર થવાથી બાધક થતા નથી, અને બ્રહ્મસમ્બન્ધ કર્યા પછી પ્રભુને નિવેદન કરી સર્વ વસ્તુનો ઉપયોગ કરનાર વૈષ્ણવને દોષનો સંસર્ગ થતો નથી, આવી રીતે નિર્દોષ સેવાને આધિદૈવિકી એટલે ઉત્તમોત્તમ બનાવવા માટે ચિન્તા દૂર કરવી જોઇએ. આ ચિન્તા દૂર કરવાનો ઉપાય 'નવરત્ન' નામના ગ્રન્થમાં શ્રીમદાચાર્યચરણે કહ્યો છે, તે મુજબ ચિન્તા દૂર કરી ઉદ્વેગ નામના પ્રતિબંધને નિવૃત્ત કરીને સેવા કરવાથી જરૂર ભગવત્પ્રાકટ્ય થાય અને પ્રભુ પણ અનુભાવ દર્શાવે જ. (આ વખતે ભક્તની મ્હોટાઇનો પાર રહેતો નથી.) પરન્તુ આ ભક્તના દુર્ભાગ્યે પૂર્વજન્મના દોષો જોર કરી બેસે તો આ હલકા પાત્રમાં મહતી ભગવત્કૃપા ન માતાં મ્હોટાઈનું અભિમાન થઈ જાય, અને મ્હોટાઇના અભિમાનના આવેશમાં પ્રભુની આજ્ઞાનો પણ ભંગ કરે. અપરાધી બને, અને (પરિણામે) ભગવાનની અકૃપાને પાત્ર થાય અપરાધી જીવને પશ્ચાત્તાપ થાય. ચિન્તોદ્વેગ થતાં જે સેવા કરાતી હોય અને જે સેવા કરવાની છે, તે ઉત્તમોત્તમ (આધિદૈવિકી) ન જ થાય. જો કે *'મારી સેવાનો આરમ્ભ કર્યા પછી હે ઉદ્ધવ, જરા પણ નાશ થતો નથી.' એ ભગવદાજ્ઞા મુજબ આ નિત્ય કરાતી સેવાનો નાશ તો ન થાય, પરન્તુ અપરાધથી પશ્ચાત્તાપ થાય પશ્ચાત્તાપથી ચિન્તા થતાં કરાતી સેવા અને કરવાની સેવા આધિદૈવિકી (ઉત્તમોત્તમ) તો ન જ થાય, અને સેવાફલ ગ્રન્થમાં કહેલું ફલ પણ ન મળે, જીવને આવો ઉદ્વેગપ્રતિબંધ ન આવે તે હેતુથી આ ગ્રન્થમાં વિચારાત્મક સાધનનો ઉપદેશ

---

* न ह्यङ्गोपक्रमे ध्वंसो मद्धर्मस्योद्धवाण्वपि । मया व्यवसितः सम्यङ् निर्गुणत्वादनाशिषः ॥ ११–२९–२० ॥
હે ઉદ્ધવ! મારા નિષ્કામ ધર્મનો આરંભ કર્યા પછી જરા પણ તેનો નાશ થતો નથી નિર્ગુણપણાથી મેં જ આ ધર્મને નિશ્ચિત કર્યો છે.

આપવામા આવે છે ઉપદેશમા સ્વકીય ભક્તોના વિશ્વાસમાટે શ્રીમદાચાર્યચરણ આજ્ઞાનય રૂપી સ્વવૃત્તાન્ત પણ કહે છે.

મન જ દુષ્ટવૃત્તિ ઉત્પન્ન કરનારુ હોવાથી તે મનને સાધવાની આવશ્યકતા છે કારણ કે મન માટે ભિક્ષુગીતામા કહે છે કે—"ઇન્દ્રિયો દેવો અને તેના અધિષ્ઠાતા દેવતા, સર્વ મનને જ વશ છે, મન કોઇને વશ નથી યોગીને પણ ભયકર લાગતો મનરૂપી દેવ બલવાનમા પણ બલવત્તર છે, તેને જે વશ કરે તે દેવનો દેવ જાણવો *

મનની દુષ્ટતા

માટે મનને સાવધાન કરવાનો નિશ્ચય કરી સ્વકીય ભક્તોના અન્ત કરણને જ ઉદ્દેશી આ ઉપદેશ આપે છે

अन्त करण मद्वाक्यं सावधानतया शृणु ।
कृष्णात् परं नास्ति दैवं वस्तुतो दोषवर्जितम् ॥ १ ॥

અન્વયાર્થ—હે अन्त करण? હે અન્ત કરણ मद्वाक्यम्, (આપ્ત એવા) મારુ વાકય, सावधानतया, સાવધાનતા રાખીને शृणु સાભળ, वस्तुत , ખરેખર दोषवर्जितम्, લોકવેદોક્ત દોષરહિત એવુ, दैवम् દેવીઓ–ગોપીજનો–નો સમૂહ कृष्णात्, કૃષ્ણથી परम्, ભિન્ન અથવા ઉત્કૃષ્ટ નથી

† ભાવાર્થ—હે અન્ત કરણ ! આપ્તતમ એવા મારુ આચાર્યનુ વાકય સાવધાનતા રાખી સાભળ, વસ્તુતસ્તુ સર્વ લોકવેદોક્ત દોષ રહિત દેવીનો–ગોપીજનોનો–સમૂહ શ્રીકૃષ્ણથી જુદો નથી, તેમ ઉત્કૃષ્ટ નથી

* ઇન્દ્રિય, દેવો, અને તેના અધિષ્ઠાતા મનને જ વશ છે મન કોઇને વશ નથી યોગીને પણ ભયકર એવો મનરૂપી દેવ સહસ સહીયાન્–બલવાનમા પણ બલવત્તર–છે તેને જે વશ કરે તે દેવનો દેવ જાણવો † આ અર્થ શ્રીપુરુષોત્તમજીની ટીકાને આધારે છે અન્ય ટીકાકારોનો અર્થ સામાન્યત આ છે "શ્રીકૃષ્ણથી પર બીજુ દોષરહિત દૈવ–પરમ ઇષ્ટ દેવ–નથી

नायं जनो मे सुखदु खहेतुर्न देवतात्मा ग्रहकर्मकाला ।
मन परं कारणमामनन्ति ससारचक्रं परिवर्तयेद्यत् ॥ ११–२३–४३ ॥
मनो गुणान् वै सृजते बलीयस्ततश्च कर्माणि विलक्षणानि ।
शुक्लानि कृष्णान्यथ लोहितानि तेभ्य सवर्णा सृतयो भवन्ति ॥ ११–२३–४४ ॥
अनीह आत्मा मनसा समीहता हिरण्मयो मत्सख उद्विचष्टे ।
मन स्वलिङ्गं परिगृह्य कामान् जुषन् निबद्धो गुणसङ्गतोऽसौ ॥ ११–२३–४५ ॥
दानं स्वधर्मो नियमो यमश्च श्रुतं च कर्माणि च सद्व्रतानि ।
सर्वे मनोनिग्रहलक्षणान्ता परो हि योगो मनस समाधि ॥ ११–२३–४६ ॥
समाहितं यस्य मन प्रशान्तं दानादिभि किं वद तस्य कृत्यम् ।
असंयतं यस्य मनो विनश्यद्दानादिभिश्चेदपरं किमेभि ॥ ११–२३–४७ ॥
* मनो वशेऽन्ये ह्यभवन् स्म देवा मनश्च नान्यस्य वशं समेति ।
भीष्मो हि देव सहस सहीयान् युञ्ज्याद्वशे तं स हि देवदेव ॥ ११–२३–४८ ॥
श्रुति—" मनसो वशे सर्वमिदं बभूव नान्यस्य मनो वशमन्वियाय ।
भीष्मो हि देव सहस सहीयान्"

### અન્તઃકરણ ભક્તનું કે શ્રીમહાપ્રભુજીનું ?

**વિવેચન**–આ સ્થલે અન્તઃકરણ શબ્દથી શ્રીમહાપ્રભુજીનું અન્તઃકરણ સમજાય અને ભક્તોનું પણ સમજાય, પરન્તુ અન્તમાં 'આ વાક્ય સાંભળી ભક્તે નિશ્ચિન્ત રહેવું' એ વાક્યથી ભક્તને ઉદ્દેશી ફલ કહેલું હોવાથી આ ગ્રન્થ ભક્તાર્થં જ શ્રીમદાચાર્યચરણે રચેલો છે, એમ નિશ્ચય થતાં, અત્ર ભક્તના જ અન્તઃકરણને બોધ આપવાનો ઉદ્દેશ સિદ્ધ થાય છે. માટે સ્વીય ભક્તોનું જ અન્તઃકરણ અત્રે સમજવું અને તે જ અત્રે સ્વીકારવું ઉચિત છે.

શ્રીગોકુલનાથજીનું તો મન્તવ્ય એ છે કે; "શ્રીમદાચાર્યચરણ પોતાનું સૌભાગ્ય દર્શાવવા માટે અને સ્વીયને ભક્તિમાર્ગ દર્શાવવા માટે શ્રીમદાચાર્યચરણ પોતાના જ અન્તઃકરણને બોધ આપે છે." અને આવું જ મન્તવ્ય અન્ય ટીકાકારોનું પણ છે.

શ્રીરઘુનાથજીનું મન્તવ્ય એ છે કે; શ્રીમદાચાર્યચરણ સ્વકીય અન્તઃકરણના વ્યપદેશથી (બહાનાથી) અન્ય-ભક્તોના જ અન્તઃકરણને ઉપદેશે છે.

અમોને તો આ જ રોચે છે, કે, શ્રીમદાચાર્યચરણે પોતાનું સૌભાગ્ય સુબોધિનીજીના આરમ્ભમાં જ 'अर्थं तस्य विवेचितुम' શ્લોકમાં પોતાનું વાક્પતિત્વ–અલૌકિક આધિદૈવિક અગ્નિપણું દર્શાવી, અને પ્રભુની આજ્ઞાથી જ અત્ર અવતર્યા, વિગેરે સૌભાગ્યવર્ણન કર્યું છે, તેથી અધિક અત્ર ગ્રન્થમાં સૌભાગ્યપ્રદર્શન કરવાની જરૂર નથી. તેમજ ભક્તિમાર્ગનો પ્રચાર કરવાને પ્રકટેલા આચાર્ય ભક્તના જ અન્તઃકરણને ઉપદેશ આપી શકે, એ જ યોગ્ય હોવાથી અત્ર ભક્તાન્તઃકરણ લેવું.

**અન્તઃકરણ સાવધાન**

ઇન્દ્રિયોમાં દુર્જય! અથવા અન્ય ઇન્દ્રિયોથી દુર્જય! અન્તઃકરણ! તું મારું–આચાર્યનું વચન સાંભળ, કારણ કે [1]જે પ્રભુ બહાર આચાર્યરૂપે–ગુરુરૂપે–અન્તરમાં અન્તર્યામિરૂપે બિરાજી ભક્તના અશુભને–વિષયવાસનાને–દૂર કરી પોતાનું સ્વરૂપ પ્રકટ કરે છે. (૧૧–૨૯–૬) આ વાક્ય મુજબ હુતાશન–વૈશ્વાનર–રૂપે સ્વગતિને પ્રકટ કરનાર અને વસ્તુતસ્તુ સાક્ષાત્ શ્રીકૃષ્ણચન્દ્રરૂપ હોવાથી હું તારો આપ્તતમ છું, હિતાર્થને કહેનાર છું, માટે તારું હિતકર વક્ષ્યમાણ ગ્રન્થરૂપ વાક્ય સાવધાનતાથી સાંભળ.

**શ્રીકૃષ્ણથી વ્રજભક્ત પર નથી**

આ પ્રમાણે ભક્તના અન્તઃકરણને સન્મુખ કરી, પ્રથમ વ્રજભક્તો કરતાં ભગવાનનો ઉત્કર્ષ દર્શાવે છે. કારણ કે પ્રેમબંધ પૂર્વક સેવા કરનારને પોતે વ્રજભક્તના માર્ગને અનુસરનાર હોવાથી [2]વ્રજભક્તોની માફક આ સેવા કરનાર ભક્તને ભગવાન્ સ્વાનુભાવ દર્શાવે. અને આ ભગવદનુભાવથી ભક્તના હૃદયમાં મ્હોટાઇનું અભિમાન સ્ફુરતા મ્હોટાઇના આવેશમાં વ્રજભક્તોના[1] દૃષ્ટાન્તને અનુસરી ભગવદાજ્ઞાનો પણ ભઙ્ગ કરી દે, તો મહતી હાનિ થાય, આવો હાનિકારક પ્રસંગ ન આવે, માટે વ્રજભક્તો કરતાં ભગવાન્ ઉત્કૃષ્ટ છે, એવું સમજાવે છે, વસ્તુતઃ વ્રજભક્તો શ્રુતિ વિગેરે સ્વરૂપાત્મક છે, વ્રજભક્તો નિર્ગુણભક્તિમાર્ગીય

---

૧ योन्तर्बहिस्तनुभृतामशुभं विधुन्वन् आचार्यचैत्यवपुषा स्वगतिं व्यनक्ति ।११–२९–६

૨ વ્રજભક્તોને ભગવાને ગૃહગમનની આજ્ઞા આપી ને આજ્ઞાભંગ કર્યો. આજ્ઞાભંગ દ્વારા વ્રજભક્તને રમણરૂપી ફલ મળ્યું. તો હું પણ ભગવદાજ્ઞાભંગ કરીશ તો મને પણ ફલ મળશે આવું અનુકરણ જીવને હાનિકારક છે

છે, તેથી લૌકિક વૈદિક દોષરહિત છે. આવો દોષરહિત દૈવ–રાસક્રીડાસ્થ દેવીનો સમૂહ–વ્રજભક્તો–કૃષ્ણથી પર નથી,–કૃષ્ણથી ભિન્ન નથી,–કૃષ્ણથી ઉત્કૃષ્ટ નથી. તાપનીય શ્રુતિમાં (તેનાથી–કૃષ્ણથી–વ્રજભક્ત ભિન્ન નથી) એમ કહ્યું છે. ઉત્કર્ષ તો નિરવધિ આનન્દરૂપ ભગવાનમાં જ સર્વથા રહેલો છે. વ્રજભક્તના માર્ગમાં રહેનારા ભક્તે વ્રજભક્તના દૃષ્ટાન્તથી મ્હોટાઇમાં આવી જઈ અભિમાનાવેશમાં ભગવદાજ્ઞાનો ભંગ વિગેરે કરી ભગવાન્‌ને અપ્રિય લાગે એમ ન વર્તવું. વ્રજભક્તોને પણ ભગવદાજ્ઞાનો ભંગ કરવાથી આગન્તુક દોષ મદ–અહંકાર થતાં, તે મદમાનને ઉતારવા વ્રજભક્તો પાસેથી પ્રભુ તિરોભૂત થયા હતા. એવું રાસપંચાધ્યાયીમાં છે. માટે ભક્તે વ્રજભક્તોનું અનુકરણ કરી ભગવદાજ્ઞાનો ભંગ ન કરવો.

આ શ્લોકમાં ભાવનાર્થક ક્રિયાપદ નથી. તેથી આ વાક્યને ક્રિયાપદની જરૂર છે, અત્ર અન્ય કોઈ પણ ક્રિયાપદનો અધ્યાહાર ન કરતાં નવમા શ્લોકમાં 'વિચારય' 'વિચાર કર' એ પદ છે, તે દરેક શ્લોકના અન્તમાં જોડવું. દૂરાન્વય કરતાં અધ્યાહારમા ગુરુત્વ–કાઠિન્ય છે. સરલતા દૂરાન્વયમાં છે, માટે દૂરથી લાવીને પણ (વિચાર કર) પદ જોડવું. અર્થાત્ વસ્તુતઃ લોકવેદ દોષરહિતદેવીનો સમૂહ, વ્રજભક્તો, કૃષ્ણથી પર–ભિન્ન–નથી, અથવા ઉત્કૃષ્ટ નથી, એમ વિચાર કર. ૧

"વિચાર કર," એવું પદ જોડવું

આ પ્રમાણે પ્રૌઢિહેતુને દૂર કરી આ જીવને પુનઃ અભિમાન–મ્હોટાઈ–ન સ્ફુરે તે માટે દીનતાસિદ્ધ્યર્થે જીવનો સ્વભાવથી જ નિકર્ષ (હલકાઈ) સિદ્ધ કરે છે.

चाण्डाली चेद्राजपत्नी जाता राज्ञा च मानिता ।
कदाचिदपमाने वा मूलतः का क्षतिर्भवेत् ॥ २ ॥
समर्पणादहं पूर्वमुत्तमः किं सदा स्थितः ।
का ममाधमता भाव्या पश्चात्तापो यतो भवेत् ॥ ३ ॥

અન્વયાર્થ–चण्डाली–અત્યન્ત દુષ્ટ કુલમાં ઉત્પન્ન થયેલી, चेत्–જો, राजपत्नी–રાજાની રાણી, च–અને राज्ञा રાજાએ मानिता માનેલી, जाता થઈ. कदाचित् કોઈ સમયે, अपमाने અપમાન થવામાં वा અથવા અનપમાનમાં का–શી, क्षति–હાનિ, भवेत्–થાય? (કંઈ પણ હાનિ થાય નહિ.)

समर्पणात्–સમર્પણ કર્યા, पूर्वम्–પહેલાં, अहम् હું પ્રાકૃત જીવ, किम्–શું, सदा–હમેશાં, उत्तम–ઉત્તમ, स्थित–રહ્યો હતો? मम–મારી, अधमता–હલકાઈ, का–શી, भाव्या–થશે, यत–જે અધમતાથી, पश्चात्ताप–અધમતાજનિત ખેદ, भवेत् થાય.

ભાવાર્થ–પ્રારબ્ધવશાત્ અત્યન્ત દુષ્ટ કુલમાં ઉત્પન્ન થએલી સ્ત્રી (કોઇ ગુણવશાત) રાજાની રાણી થઇ અને રાજાની માનીતી થઇ, તે રાણીનું કદાચિત્ રાજા અપમાન કરે તો અપમાન હેતુભૂત ચાણ્ડાલીપણાથી અને અનપમાન હેતુભૂત રાણીપણાથી શી હાનિ થવાની હતી? કોઇ પણ હાનિ થવાની નથી. ૨

સમર્પણ કરવા પહેલાં હું પ્રાકૃતજીવ શું સદા ઉત્તમ હતો? (કદાપિ નહિ.) પરંતુ સમર્પણ કરવાથી જ ઉત્તમ થયો, માટે મારે પ્રાકૃતને શી અધમતા થવાની હતી કે જે અધમતાથી મને પશ્ચાત્તાપ થાય? ૩

વિવેચન-પ્રારબ્ધવશાત્ અત્યન્તદુષ્ટ કુલમાં જન્મેલી સ્ત્રી કોઇ રૂપાદિ ગુણથી રાજા જેનો પતિ છે અથવા રાજાની રાણીની માફક પત્ની થઇ; રાજાને ભોગ્ય થઇ, રાજાને માનીતી પણ થઇ. આ સ્ત્રીનું કદાચિત્ અપમાન થાય, અર્થાત્ રાજા અપમાન કરે, તો આ સ્ત્રીને અપમાન હેતુભૂત ચાણ્ડાલીપણાથી અને અનપમાન હેતુભૂત રાજપત્નીપણાથી શી હાનિ થવાની હતી? અર્થાત્ કોઇ પણ જાતથી હાનિ થવાની નથી, એ પ્રમાણે વિચાર કર. કેટલાક આ ચાણ્ડાલીનો દૃષ્ટાન્ત શ્રીમહાપ્રભુજી વિષયક સ્વીકારી લે છે. તે પક્ષમાં ' મૃગયુરિવ કપીન્દ્રમ્ ' એ ભ્રમરગીતના શ્લોકમાં જેમ કલેશથી ભક્તોએ ભગવાનમાં દોષારોપ કર્યો હતો, તેવી રીતે શ્રીમહાચાર્યચરણે પોતાનામાં દોષપણાનો આરોપ માત્ર કર્યો છે. એમ જાણવું. વસ્તુતસ્તુ શ્રીમદાચાર્યચરણ નિર્દોષપૂર્ણવિગ્રહ છે. તેથી ચાણ્ડાલીનો દૃષ્ટાન્ત આપને લાગુ થાય નહિ.

બ્રહ્મસંબંધથી જ ઉત્કૃષ્ટતા

સમર્પણ કર્યા પહેલાં એટલે ભજન સિદ્ધ થવાને જે પોતાનુ સર્વ સહિત આત્મનિવેદન કરવારૂપી બ્રહ્મસંબંધ સસ્કારના પહેલાં, જેમ રાજાએ સ્વીકાર કર્યા પહેલાં ચાણ્ડાલીવત્ સહજ અને આગન્તુક દોષથી દુષ્ટ થએલો હું પ્રાકૃત જીવ શું સદા ઉત્તમ હતો? કદાપિ ઉત્તમ ન હતો. પરન્તુ ચાણ્ડાલી જેમ રાજપત્ની થઈ તેમ હું સમર્પણ કરવાથી જ ઉત્તમ થયો છું, માટે હું બ્રહ્મસંબંધ લીધા પહેલાંની મારી સ્થિતિનો વિચાર કરું તો ચાણ્ડાલીવત્ હતો, પછી રાજાએ કરેલા અપમાનથી જેમ ચાણ્ડાલીની કંઇ પણ અધમતા થવાની નથી તેમ ભગવાનની અપ્રસન્નતા થતાં ચાણ્ડાલી જેવા અતિદુષ્ટની શી અધમતા થવાની હતી? કેટલી અધમતા થવાની હતી? (અર્થાત્ કંઈ પણ અધમતા થવાની નથી.) કે જે અધમતાથી મને ખેદ થાય?

અધમતા એટલે પ્રાકૃત જીવ થઈ જશે તો?

તે તો સહજ છે. હું પ્રાકૃત જ છું.

અભગવદીય-એટલે ભગવાન્ સાથેનો સંબંધ છુટી જશે તો?

ભગવાન્ સાથેનો સંબંધ નહિ છુટે. ભગવાને મારો કદાપિ ત્યાગ કર્યો નથી, કારણ કે ભગવાનનો અંગીકારાત્મક ધર્મ જ નિત્ય છે. જો ભગવાને મારો ત્યાગ કર્યો હોય તો મારામાં સંસારાવેશ થવો જોઇએ, તે થયો નથી, તેથી ત્યાગ કર્યો નથી અને આગળ પણ ત્યાગ કરશે નહિ, એમ સિદ્ધ છે.

પ્રભુની અપ્રસન્નતા તો થઈ છે ને?

ભલે, પ્રભુની અપ્રસન્નતા થઈ, તો પણ બ્રહ્મસંબંધ પહેલાંની દશા કરતાં અત્યારે દશા ઉત્તમ છે. બ્રહ્મસંબંધ પહેલાંની જેવી અધમ દશા નથી. તો શા માટે પશ્ચાત્તાપ કરવો જોઇએ, હે અન્તઃકરણ! વિચાર કર. આ પ્રમાણે વિચાર કરવાથી ભગવત્પ્રસાદ પ્રાપ્ત કરવામાં ઉત્તમ સાધનરૂપ દૈન્ય પ્રકટ થશે અને દીનતાદ્વારા પ્રસન્નતા થશે અને અપ્રસન્નતા નિવૃત્ત થશે. ૩

એ પ્રમાણે જીવધર્માનુસાર વિચાર કરવાનો ઉપદેશ આપી હવે ભગવાન્ સ્વતંત્ર ઇચ્છાવાળા છે. ભગવાનની ઇચ્છા કદાપિ કુણ્ઠિત થઈ નથી, એવું સમજાવવા ભગવદ્ધર્માનુસાર ઉપદેશ આપે છે.

सत्यसङ्कल्पतो विष्णुर्नान्यथा तु करिष्यति ।
आज्ञैव कार्या सततं स्वामिद्रोहोन्यथा भवेत् ॥ ४ ॥

અન્વયાર્થ-विष्णुः-સર્વમાં રહેલા ભગવાન્, सत्यसङ्कल्पतः-સત્યસઙ્કલ્પવાળા હોવાથી, अन्यथा-સંકલ્પથી જુદું, न-નહિ करिष्यति-કરશે. तु-નિશ્ચય ભગવાન્ સ્વવિચારિત જ કરશે, જીવવિચારિત નહિ કરે, (માટે)सततम्-પ્રમાદવગર નિરંતર, आज्ञा આજ્ઞા, एव-જ कार्या-કરવી, अन्यथा-જો આજ્ઞા ન પાળે તો, स्वामिद्रोहः-સ્વામિદ્રોહ भवेत्-થાય. इति-विचारय-એમ વિચાર કર.

ભાવાર્થ-સર્વાન્તર્યામી પ્રભુ સત્ય સંકલ્પવાળા હોવાથી સંકલ્પથી જુદું નહિ કરે. પોતે વિચારેલું જ કરશે, જીવ વિચારેલું નહિ કરે, માટે પ્રમાદવગર સદા પ્રભુની આજ્ઞા જ કરવી. જો આજ્ઞા ન પાળવામાં ન આવે તો સ્વામીનો અપરાધ થાય. એમ વિચાર કર.

વિવેચન-સર્વમાં વ્યાપક, અન્તર્યામી પ્રભુ સર્વમાં બિરાજેલા છે. ભગવાન્ સત્યસંકલ્પ છે. તે સત્ય-નિર્ધારિત વિષયમાં સ્થિર રહેનારા સાચા સંકલ્પવાળા છે. આ જીવને માટે આટલું સુખ આટલું દુઃખ, હું આ પ્રમાણે જ કરીશ, એવો સત્ય વિચાર પ્રભુએ કરી રાખ્યો છે, તેનાથી જરા પણ જુદી રીતે કરનાર નથી. જોકે-ભગવાન્ આત્મનિવેદી ભક્તોના આત્મા છે, તેથી અમારું જ મન ફાવતું ભગવાન્ કરશે, એમ કદાપિ ન માનવું. કારણ કે આત્મનિવેદી ભક્તોનો પણ નિયામક-નિયમમાં રાખનાર-ઈશ્વર તે છે. ભક્તની અયોગ્ય વિકારવાળી અહિત કરનારી ઇચ્છાઓને અનુસરી કદાપિ નહિ કરે. પરંતુ ભગવાન અમોઘ સંકલ્પવાળા હોવાથી સ્વવિચારિત જ કરશે, કારણ કે પ્રભુને તો જીવનનું હિત સાધવું છે. સ્વવિચારિત જ પ્રભુ કરશે એવો નિશ્ચય હોવાથી જીવે પ્રમાદરહિત નિરંતર પ્રભુની આજ્ઞા જ કરવી, જો પ્રમાદથી આજ્ઞાભંગ કરશે તો જરૂર સ્વામિદ્રોહરૂપી મહાન અપરાધ થશે. એમ વિચાર કર. ૪

હવે સેવકધર્માનુસાર વિચાર કરવાનો ઉપદેશ આપે છે.

सेवकस्य तु धर्मोयं स्वामी स्वस्य करिष्यति ।

અન્વયાર્થ-सेवकस्य-સેવકનો, तु-તો, अयं-આ, धर्मः ધર્મ, (છે.) स्वामी-પ્રભુ, स्वस्य સ્વનું (મારું) करिष्यति-જે પોતે વિચાર્યું હશે, તે જ કરશે. (इति विचारय)-(એમ વિચાર કર.)

ભાવાર્થ-આ સેવકનો ધર્મ છે કે સ્વામી આત્મીય એવા મારું જે પોતે વિચાર્યું હશે તે જ કરશે, માટે વિચાર કર.

સેવકધર્માનુસાર ઉપદેશ આપી તેને દૃઢ કરવા શ્રીમદાચાર્યચરણ બે શ્લોકથી સ્વવૃત્તાન્ત કહે છે.

आज्ञा पूर्वन्तु या जाता गङ्गासागरसङ्गमे ॥ ५ ॥
यापि पश्चान्मधुवने न कृतं तद्द्वयं मया ।
देहदेशपरित्यागस्तृतीयो लोकगोचरः ॥ ६ ॥
पश्चात्तापः कथं तत्र सेवकोहं न चान्यथा ।

અન્વયાર્થ-तु-ખરેખર, पूर्वम्-પ્રથમ, गङ्गासागरसङ्गमे-ગંગા અને સમુદ્રના સમાગમ આગળના પ્રદેશમાં या-જે, आज्ञा-આજ્ઞા, जाता-થઈ, पश्चात्-ત્યાર પછી, मधुवने-મથુરામાં, अपि પણ या-જે આજ્ઞા, जाता-થઈ, तद्द्वयम्-તે આજ્ઞાદ્વયને मया-ભગવદ્રૂપ એવા મેં न कृतम्-ન કર્યું. देहदेशपरित्यागः-દેહત્યાગ અને દેશત્યાગ तृतीयः-ત્રીજો ત્યાગ વિષય, लोकगोचरः-લોક પ્રસિદ્ધ સંન્યાસ, तत्र-આ ત્યાગવિષયિણીઆજ્ઞા થવામાં, पश्चात्तापः-પશ્ચાત્તાપ થયો. कथम्-કેમ પશ્ચાત્તાપ થયો? अहम्-હું, सेवकः-સેવક (છું) अन्यथा-બીજા કોઈ કારણથી न-(પશ્ચાત્તાપ થયો) નથી.

ભાવાર્થ-ખરેખર પહેલાં ગંગા અને સાગરના સમાગમના પ્રદેશ સમીપ જે આજ્ઞા થઈ અને ત્યારપછી જે આજ્ઞા મથુરામાં થઈ તે બે આજ્ઞા મેં ન કરી. (બે આજ્ઞા) દેહત્યાગ કરવાની અને દેશત્યાગ કરવાની હતી. તૃતીય આજ્ઞા વિષય લોક પ્રસિદ્ધ સંન્યાસ હતો. આ આજ્ઞા થવામાં (મને) પશ્ચાત્તાપ (થયો,) પશ્ચાત્તાપ થવાનું કારણ કે હું સેવક છું. અન્યથા કારણ નથી.

આજ્ઞાદ્વયવિચાર

વિવેચન-ખરેખર પ્રથમ ગંગાસાગરના સમાગમના પ્રદેશ સમીપ જે આજ્ઞા થઈ; પછીથી મધુવનમાં જે આજ્ઞા થઈ તે બન્ને આજ્ઞા ભગવદ્રૂપ એવા મેં ન કરી. મારો પ્રભાવ દર્શાવવા માટે અને શ્રીમદ્ભાગવતનો ગૂઢાર્થ પ્રકટ કરવાને મને પ્રથમ આજ્ઞા થએલી હોવાથી તે બે આજ્ઞા ન કરી, તે બે આજ્ઞા પૈકી એક આજ્ઞા દેહત્યાગ વિષયની હતી, બીજી આજ્ઞા દેશત્યાગ વિષયની હતી, આ બે આજ્ઞા મેં કંઈ મારા અભિમાનથી ન કરી કે કોઈ શાસ્ત્રનો વિરોધ આવવાથી ન કરી એમ ન માનવું, પરન્તુ મને શ્રીમદ્ભાગવતનો અર્થ પ્રકટ કરવા પ્રથમ આજ્ઞા થઈ હતી, તે આજ્ઞાનું કાર્ય સિદ્ધ કરવું છે. એ હેતુથી દેહ અને દેશત્યાગ કરવાની આજ્ઞા ન કરી. જો દેહત્યાગ કરવામાં આવે તો વાણીનો વ્યાપાર દેહાધીન હોવાથી દેહ ત્યજતાં વાણીનો વ્યાપાર બંધ પડે, તો ભાગવતાર્થ કેમ કહી શકાય? ભાગવતાર્થ બીજા જ પ્રકારે કહેવામાં આવે તો આ કલિગ્રસ્ત જીવોને વિશ્વાસ ન બેસે. તેમ જો હું દેશત્યાગ કરું તો ભગવદ્દેશનો ત્યાગ કરતાં બીજા દેશો ભગવદ્દેશ જેવા ન હોવાથી ભાગવતાર્થ કરવા લાયક વિચારો પણ ન જ આવે. માટે દેહ અને દેશત્યાગ કરવાની બન્ને આજ્ઞા ન કરી.

ભગવાનને રહસ્ય પ્રકટ થાય તે ઇષ્ટ નથી

ભગવાનનો તો આ આશય હતો. દેહ-ઉપચય, વૃદ્ધિ, બાહુલ્ય દેશઃ દાન-આ બે શબ્દો 'दिह उपचये' 'दिश अतिसर्जने' આ બે ધાતુ ઉપરથી બન્યા છે. આજ્ઞામાં રુઢાર્થ નથી કહ્યો, પરંતુ યૌગિકાર્થ કહ્યો છે. રુઢાર્થમાં દેહનો અર્થ શરીર, દેશનો અર્થ પ્રદેશ થાય, પરંતુ યૌગિકાર્થમાં દેહ એટલે બાહુલ્ય-બહુપણુ-અને દેશ એટલે દાન એવો અર્થ થાય, તે બહુ વધારવાનું કાર્ય અને દાન કરવાનું કાર્ય ત્યજી દેવું, એવો ભગવદાજ્ઞાનો આશય હતો. અર્થાત્ મેં જે ભાગવતાર્થ પ્રકટ કરવાની જે આજ્ઞા આપી છે તે અપૂર્ણ રહેવાના દોષનો ભય ન લાવશો, પ્રથમ દ્વિતીય તૃતીય દશમ અને એકાદશના ચાર અધ્યાય જેટલો ભાગવતાર્થ કહ્યો છે, તેટલાથીજ આપે આજ્ઞા પૂર્ણ કરી છે એમ માનીશ. આથી અધિક ભાગવતાર્થ કથવો નહિ, રહસ્ય પ્રસિદ્ધ થાય છે તે મને ઇષ્ટ નથી, જો શ્રીમહાપ્રભુજી સમગ્ર ભાગવતનો અર્થ કહે તો રહસ્ય પ્રકટ થતાં અનાધિકારીને પણ ભાગવતાર્થનું જ્ઞાન થઇ

તે પરીક્ષા કરવા બે આજ્ઞાઓ થઈ. પરીક્ષાથી ભગવદીયોની શંકા દૂર થશે. પોતે પુષ્ટિમાર્ગીય હોવાથી અને આપ પુષ્ટિમાર્ગને માટે જ પ્રકટ થએલા હોવાથી પ્રાકટ્ય પછી આ આજ્ઞાદ્વય શ્રીમહાપ્રભુજીની ભગવદીયો ઉપર રહેલી અતિકરુણાથી વિરુદ્ધ થયું. જો આજ્ઞાનું પાલન કરે તો શ્રીમદાચાર્યચરણ અને ભગવાનનું અંગીકૃત ભક્તોમાં કરુણાપણું દેખાય નહિ, જો આજ્ઞાદ્વયનું પાલન કરવામાં આવે તો, જે મને પ્રકટ થઇ ભાગવતાર્થપ્રાકટ્યાદિ કરવાનું કહ્યુ છે તે નહિ થાય. તેથી અઙ્ગીકૃત જીવનો ઉદ્ધાર નહિ થાય, તેથી મારું અને ભગવાન્ ઉભયનુ કરુણાપણુ નહિ સિદ્ધ થાય. જો કરુણા ન હોય તો મને શા માટે ભાગવતાર્થાદિ કરવાની, પુષ્ટિમાર્ગ પ્રકટ કરી દૈવીનો ઉદ્ધાર કરવાની આજ્ઞા આપે ? ભગવાન્ પોતે શ્રીમદાચાર્યરૂપે પ્રકટ ન થાત, પરન્તુ ભગવાન્માં કરુણા છે જ, માટે આ બન્ને આજ્ઞા મારી પરીક્ષા કરવાજ કરી છે. અન્તઃકરણપૂર્વક કરવામાં આવી નથી. માટે વિશેષગત્યાદિ–પૂર્વ આજ્ઞાથી વિશેષ આચરણ કરવાની–કંઇ પણ જરૂર નથી. નથી દેહત્યાગ કરવાની આવશ્યકતા, નથી દેશત્યાગ કરવાની આવશ્યકતા. (દેહત્યાગ કરવાથી દેશત્યાગ થયો જ કહેવાય, શા માટે પરીક્ષા કરવા બીજી આજ્ઞા દેશત્યાગની કરવી પડી ?) એવી શંકા કરવી નહિ. ક્રીડાના સ્થલનો ત્યાગ કરે, એટલે શ્રીમદાચાર્યચરણ વિરહમાં પોતાની મેળેજ દેહ ત્યજશે, તેથી પણ અતિકરુણાપણાની પરીક્ષા થશે, આવો ભગવાનનો અભિપ્રાય હતો. શ્રીમદાચાર્યચરણે તો તે પણ અતિકરુણાની વિરોધી જાણી દેશત્યાગની આજ્ઞા પણ ન કરી. ભગવાન્નો આજ આશય હતો અને શ્રીમહાપ્રભુજીએ તેમજ યથાયોગ્ય આશય જાણી લીધો. એમાં શું પ્રમાણ ? આ પ્રમાણની ખાતર ભગવદાદિ સર્વને સમ્મત પ્રમાણ મૂલ શ્લોકમાં तृतीयो लोकगोचर: પદથી જણાવ્યું છે. અર્થાત્ બે દેહદેશત્યાગની આજ્ઞા કરી તે બે આજ્ઞા કરતાં પૂર્વ નિત્યલીલામાં સર્વનો ઉદ્ધાર કરવાની જે આજ્ઞા આપી છે, એ સર્વનો ઉદ્ધાર લોકપ્રસિદ્ધ છે. લોકગોચર છે. માટે અલૌકિક પ્રમાણની અત્ર જરૂર જ નથી. પરંતુ સર્વ લોકપ્રસિદ્ધ જ પ્રમાણ સર્વોદ્ધાર કરવાની આજ્ઞા થઈ છે, તે જ યોગ્ય છે. સેવકનો ધર્મ છે કે ભગવાને અન્તઃકરણપૂર્વક કરેલી આજ્ઞાને કરવી, તે વિરુદ્ધ કરવું નહિ. માટે જ શ્રીમહાચાર્યચરણે વિવેકધૈર્યાશ્રય ગ્રન્થમાં આજ્ઞા કરી છે કે–' विशेषतश्चेदाज्ञा स्यात् ' વિશેષ આજ્ઞા થાય તો તે પ્રમાણે વર્તવું. સારાંશ કે–સર્વોદ્ધાર કરી શ્રીમહાપ્રભુજીને પોતાના ભક્તો ઉપર શ્રીમહાપ્રભુજી અને ભગવાનની અતિકરુણા છે, એવું દર્શાવવા બે આજ્ઞા ન પાળી, અને લોકગોચર–સર્વોદ્ધાર–કરવાની જે નિત્યલીલામાં આજ્ઞા થઈ છે તે પાળી.

(સ્વતન્ત્ર લેખ પૂર્ણ)

આ વિચાર ઠીક છે, પરન્તુ પૂર્વાપરાધથી ઉત્પન્ન થએલી ભગવાનની અપ્રસન્નતા જ્યાં સુધી દૂર ન થાય ત્યાં સુધી ભયરૂપ આ ઉદ્વેગ શી રીતે દૂર થાય ? આ શંકા દૂર કરવા અન્ય ઉપાય દર્શાવે છે.

लौकिकप्रभुवत् कृष्णो न द्रष्टव्यः कदाचन ॥ ७ ॥

सर्वं समर्पितं भक्त्या कृतार्थोऽसि सुखी भव ।

અન્વયાર્થ–लौकिकप्रभुवत्–લૌકિક રાજાની માફક, कृष्ण–પ્રભુ, कदाचन–કોઈ વખત અવતાર કાલમાં અને અનવતાર કાલમાં, न નહિ, द्रष्टव्य–જોવા. भक्त्या ભક્તિથી, सर्वम्–સર્વ समर्पितम्–ભગવાનને નિવેદન કર્યું છે, (તેથી) कृतार्थः કૃતાર્થ असि–છે. सुखीभव–ચિન્તા દૂર કરી સુખી થા.

ભાવાર્થ-લૌકિક રાજાની માફક શ્રીકૃષ્ણુચન્દ્ર પ્રભુને કદાપિ ન જોવા. (હે જીવ!) તેં સર્વ પ્રભુને ભક્તિથી સમર્પણ કર્યું છે, માટે તું કૃતાર્થ છે. ચિન્તા દૂર કરી સુખી થા.

**લૌકિક રાજાની માફકભગવાન્‌ને ન જાણવા.**

વિવેચન-લૌકિક રાજા અપરાધથી અપ્રસન્ન થાય છે. તે રાજાઓ કોઇને પ્રસન્ન થાય અને કોઇને પ્રસન્ન નથી પણ થતા. આવા લૌકિક રાજા જેવા શ્રીકૃષ્ણુચન્દ્રને કોઈ વખત અવતારકાલમાં અનવતારકાલમાં ન જોવા. કારણુ કે-અવતાર કાલમાં તો 'मही मकीय' શ્લોકમાં કહેવા મુજબ અને અનવતાર કાલમાં 'नायमात्मा' વગેરે શ્રુતિમાં લખવા મુજબ, તેમજ "પ્રહ્લાદ ઉપર જ્યારે દ્વેષ કરશે ત્યારે વરદાન લીધેલાને પણ મારીશ" આ ભગવદ્વાક્યાનુસાર ભગવાન્‌માં અપરાધ દૂર કરવાનો અનુગ્રહ રહેલો છે. અપરાધ દૂર કરી સત્ફલ આપવું અને ભક્તાની રક્ષા કરવા રૂપી કૃપા-અનુગ્રહ-ભગવાન્‌માં છે, એમ નિશ્ચય થાય છે. (હે જીવ!) તેં ભક્તિથી સર્વ સમર્પણ ભગવાન્‌ને કર્યું છે. માટે ભક્ત હોવાથી કૃતાર્થ છે. 'એવા ધર્મો પૂર્વક જે માણુસો પ્રભુને આત્મનિવેદન કરે છે તેને કયો અર્થ બાકી રહે છે.? કોઈ પણ પુરુષાર્થ અવશિષ્ટ રહેતો નથી', માટે તેં સર્વ સાધનરૂપ ફલ રૂપ પુરુષાર્થને પ્રાપ્ત કરેલો છે. માટે તું સુખી થા, દૌર્મનસ્ય ત્યજી દઇ નિવૃત્ત થા. આ વિચારાત્મક આજ્ઞા કરનાર શ્રીમહાપ્રભુજી આશીર્વાદ આપે છે.

હવે પછી જે માણુસ દેહમાં સેવા કરવાનું સામર્થ્ય વિદ્યમાન છતાં પૂર્વોક્ત ખેદથી અથવા દેહાધ્યાસથી અથવા કોઈ કાર્યાન્તરમાં રોકાવાથી દૈહિક તનુજા સેવા કરવામાં પ્રમાદ કરતો હોય તેને વિચાર કરવાનો કહે છે.

प्रौढापि दुहिता यद्वत् स्नेहान्न प्रेष्यते वरे ॥ ८ ॥

तथा देहे न कर्तव्यं वरस्तुष्यति नान्यथा ।

અન્વયાર્થ-પ્રૌઢા-સ્વામીના સર્વ કાર્યમાં યોગ્ય, अपि-પણ यद्वत्-જેમ, दुहिता-દિકરી, स्नेहात्-સ્નેહથી वरे-સ્વામી પાસે न-ન, प्रेष्यते-મોકલે, तथा-તે મુજબ, देहे-દેહમાં न-ન, कर्तव्यम्-કરવું. अन्यथा દુહિતા વરસમીપ ન મોકલે તો वरः દુહિતૃપતિ, तुष्यति-સંતોષ પામતો न-નથી.

ભાવાર્થ-જેમ સ્વામીનાં સર્વ કાર્ય કરી શકે એવી દિકરીને સ્નેહથી સ્વામી પાસે ન મોકલવામાં આવે તો સ્વામી પ્રસન્ન થાય નહિ. તેમ દેહમાં ન કરવું. જે દેહથી સેવા બની શકે એમ હોય છતાં દેહસ્નેહથી સેવા ન કરે તો પ્રભુ પ્રસન્ન થતા નથી.

**દેહને સેવામાં જ યોજવો.**

વિવેચન-સ્વામીનાં સર્વ કાર્ય કરી શકે એવી પ્રૌઢ દિકરી જેમ સ્નેહથી એટલે આ બાલા પતિગૃહ જશે, મહત્ કાર્ય કરવું પડશે, થાકી જશે, દુઃખી થશે, એમ જાણી વરસમીપ ન મોકલે તો વર પ્રસન્ન ન થાય. આવી રીતે સ્નેહથી દેહને સેવા વગર રાખી મુકવો નહિ. જેમ દુહિતાને સાસરે મોકલ્યા વિના તેનો વર પ્રસન્ન થતો નથી. તેમ શરીરથી સેવા કરાવ્યા વિના પ્રભુ સંતોષ નથી પામતા. પ્રભુએ આ દેહ સ્વસેવા માટે આપ્યો છે. 'भवाय नाशाय'*

* भवाय नाशाय च कर्म कर्तुं शोकाय मोहाय सदा भयाय ।
सुखाय दुःखाय च देहयोगमव्यक्तदिष्टं जनताङ्ग धत्ते । स्कं० ५-१-४
अव्यक्तदिष्टम्=भगवद्दत्त.

આ શ્લોકમાં આ વાત સ્પષ્ટ પ્રતિપાદન કરેલી છે, માટે પૂર્વોક્ત દોષોને દૂર કરી તારે પ્રભુએ આજ્ઞાપેલી સેવા જ કરવી.

જો અપરાધથી અથવા પ્રતિબંધથી દેહની સેવામાં યોજના ન થાય તો વિચારાન્તરનો ઉપદેશ આપે છે.

लोकवच्चेत् स्थितिर्मे स्यात् किं स्यादिति विचारय ॥ ९ ॥

अशक्ये हरिरेवास्ति मोहं मा गाः कथञ्चन ।

અન્વયાર્થ–लोकवत्–લોકની માફક–चेत्–જો, मे મારી, स्थिति–સ્થિતિ, स्यात्–થાય તે, किं–શું, स्यात्–થાય, इति–એ પ્રમાણે, विचारय–વિચારકર, अशक्ये–સેવાદિ કરવામાં અસમર્થ થતાં, हरि–સર્વ દુઃખ હર્તા ભગવાન् एव–જ, अस्ति–છે, कथञ्चन–કોઈ પણ પ્રકારે, मोहम्–ઉદ્વેગને, मा गाः પામીશ નહિ.

ભાવાર્થ–લોકો જેમ સંસારાસક્ત છે તેમ હું પણ સંસારાસક્ત થાઉં તો લોકતુલ્યતા જ થાય, તો શું થાય? વિચાર કર, જો દેહથી સેવા વિગેરે ન થાય તો સર્વ દુઃખ હર્તા હરિ ભગવાન્ રક્ષક છે. માટે જરાપણ ઉદ્વેગ કરીશ નહિ.

વિવેચન–લોકો જેમ સંસારાસક્ત થઈ નાના પ્રકારના સ્વભાવવાળા ત્યાં ત્યાં તે તે શાસ્ત્રથી પ્રવર્તે છે, તે મુજબ જો મારી સ્થિતિ થાય, તો પૂર્વોક્ત સેવા કરતાં પણ રીતિએ મને પશ્ચાત્તાપ ન થાય તો શું થાય? લોકસમાન–સાધારણ પ્રતિબંધ થાય તો લોકસમાન થઈ જવારૂપી લોકતુલ્યતા મારામાં નથી આવી, માટે ભગવાન્ મારા ઉપર દયા કરે છે, એમ વિચાર કર. એમ વિચાર કરી દેહ સેવા માટે જ છે એમ નિશ્ચય કર. નિશ્ચય કરી પ્રભુએ જેમ આજ્ઞા આપી હોય તેમ કર, આવી રીતે ખાસ ઉદ્યુક્ત–ઉદ્યમપૂર્વક સેવા કરવામાં આવે, તોપણ પ્રતિબંધ આવે તો હરિ–સ્મરણ કરનારના સર્વ દુઃખહર્તા–ભગવાન્ છે જ. "સર્વધર્મને ત્યજી મારે શરણે આવ" એ વાક્યથી પોતાને શરણે આવનારનાં સર્વપાપ દૂર કરવાનું કહેનાર ભગવાન જ રક્ષક છે. એમ વિચાર કર. પૂર્વે કહેલા અને નહિ કહેલા ભાવી અથવા સંભાવિત એવા કોઈ પણ પ્રકારે મોહને–વિચિત્રતાને મારું હવે પછી શું થશે? એવા મૂર્ખતા ભરેલા ઉદ્વેગને પામીશ નહિ. આવી રીતે ભગવાનના શરણત્વનો વિચાર કરવાથી જ સર્વ ઉદ્વેગ દૂર થઈ જશે અને ભગવત્કૃપા મારા ઉપર પ્રકટ છે, એમ માલુમ પડશે.

પ્રભુશરણ વિચારવું.

વિચારવાક્ય કહી, ઉપસંહાર કરે છે.

इति श्रीकृष्णदासस्य वल्लभस्य हितं वचः ॥ १० ॥

चित्तं प्रति यदाकर्ण्य भक्तो निश्चिन्ततां व्रजेत् ।

અન્વયાર્થ–चित्तम् ચિત્ત प्रति પ્રત્યે, श्रीकृष्णदासस्य–શ્રીકૃષ્ણના દાસ્યને પ્રાપ્ત કરેલ–वल्लभस्य–ભગવાન્ અને ભક્તોને વહાલા વલ્લભનું हितम्–હિતકારક, वचः–વચન इति શરણ ગમન પર્યન્તનું यद् જે आकर्ण्य સાંભળીને भक्तः ભક્ત, निश्चिन्तताम् ચિન્તારહિત્યને व्रजेत् પામે.

ભાવાર્થ–ચિત્તપ્રતિ શ્રીકૃષ્ણના મુખ્યદાસ્યને પામેલા વલ્લભનું હિતકારિ શરણ ગમન પર્યન્તનું વચન સાંભળીને ભક્ત ચિન્તારહિત થાય.

**વિવેચન**—અન્તઃકરણને ઉદ્દેશીને બોલાયલું શ્રીકૃષ્ણદાસનું ભક્ત અને ભગવાન્ ઉભયને વહાલા શ્રીવલ્લભનું સુખ સમ્પાદન કરનારું હિતકારી શરણ પર્યન્તનું વચન વિચારોપદેશવાક્યને સાંભળીને ભક્તે અપરાધ કર્યો હોય તો પણ ઉદ્વેગ દૂર થઈ જઈ ચિન્તા વગરનો થઈ જાય. ૧૦½

**અત્ર આ સારાંશ સિદ્ધ થયો.**

૧. ભગવાન્ સમતા અને અધિકતા રહિત સ્વતંત્ર છે.

૨. માર્ગપ્રવર્તક ભક્તો સ્વરૂપથી દોષરહિત છે અને ભગવાને ભક્તવશતા કહેલી છે, છતાં વ્રજભક્તો ભગવાનને અધીન જ છે. ભગવાનથી અભિન્ન છે—જુદા નથી. આપણે વ્રજભક્તોના માર્ગના છીએ, તો પણ માર્ગપ્રવર્તક ભક્તવત્-વ્રજભક્તોની માફક—ભગવાનની આજ્ઞાનો ભંગ કરવો અથવા ભગવાનને ન રુચે એવું કરવું યોગ્ય નથી.

૩. જીવ સ્વભાવથી જ દોષવાળો છે, છતાં બ્રહ્મસંબંધથી જીવનો ઉત્કર્ષ થાય છે. આ મ્હોટાઈ વખતે પ્રભુની કૃપા અધિકાધિક હોય છે, તે વખતે પણ પોતાની મ્હોટાઈનું અભિમાન ન જ કરવું.

૪. ભગવાન્ સત્યસંકલ્પ હોવાથી શું કરશે. તે જાણવું મુશ્કેલ હોવાથી સર્વદા ભગવદાજ્ઞા જ કરવી, જો ભગવાનની આજ્ઞા ન પાળીએ તો "રાજાની આજ્ઞાનો ભંગ ન કરવો." આ નીતિ મુજબ સ્વામિદ્રોહ કર્યાનો મહાન્ અપરાધ લાગે.

૫. "હું સેવક છું" તેથી સ્વામી મારું જે યોગ્ય છે તે જ કરશે. એવો વિચાર સેવકને યોગ્ય છે. તે રીતે પણ આજ્ઞા પાલન જ કરવી એ જ ફરજ છે. શ્રીમદાચાર્યચરણે જેમ આજ્ઞાભંગ કર્યો તેમનો દૃષ્ટાન્ત લઈ જીવે મ્હોટાઈમાં ભગવાનનો આજ્ઞાભંગ ન કરવો. શ્રીમદાચાર્યચરણે પણ સ્વપ્રૌઢિથી આજ્ઞાભંગ કર્યો, તેનો ઉપાય આપે પશ્ચાત્તાપ જ દર્શાવ્યો છે. પશ્ચાત્તાપ પણ સેવકપણાથીજ થાય છે. સેવકભાવ હોવાથી આજ્ઞાભંગ કરનારને પશ્ચાત્તાપ જ યોગ્ય છે.

૬. ભગવાન્ લૌકિક રાજાની માફક અપરાધથી કોપી ઉઠી ત્યાગ નહિજ કરે. અંગીકારરૂપી પ્રભુનો ધર્મ નિત્ય છે. અનિત્ય નથી. પ્રભુએ અંગીકાર કર્યો છે, એમ સમર્પણ વિગેરેથી માની, ભગવદ્ધર્મનો આરંભ કર્યા પછી ફલથી અને સાધનથી જરાપણ નાશ ન થવાનું ભગવાને ઉદ્ધવ પ્રત્યે પોતેજ કહેલુ હોવાથી, સેવાથી જ કૃતાર્થતા થશે. જરા પણ તેમાં સન્દેહ ન રાખવો, અજ્ઞ અને શ્રદ્ધારહિત માણસની નિન્દા શાસ્ત્રમાં કરી છે. માટે શ્રદ્ધાયુક્ત થઈ સન્દેહ દૂર કરવો.

૭. દેહ પણ ભગવાને સેવા માટે આપ્યો છે. માટે પ્રૌઢદીકરીને જેમ સાસરે ન મોકલનારો પિતા મૂર્ખ ગણાય છે, તેમ દેહથી સેવા ન કરનારો મૂર્ખ કહેવાય છે. માટે દેહને ગમેતે ઉપાયે ભગવાનમાં જ જોડવો, જો સેવા ન કરવામાં આવે, તો લોકતુલ્યતા થઈ જાય, દેહ સેવામાં જોડ્યા છતાં જો પ્રતિબંધ આવે તો ભગવાનના શરણની ભાવના કરવીઃ તેજ પ્રતિબંધ દૂર કરશે; અન્ય કોઈ ઉપાય નથી. પ્રતિબંધ ભગવન્માયાથી થાય છે. પ્રતિબંધ કરવા ભગવાન્ માયાને જ યોજે છે. તેને તરવાનો ઉપાય ભગવાનને શરણે જવું એ જ છે. ભગવાને ગીતાજીમાં આજ્ઞા કરી છે 'मामेव ये प्रपद्यन्ते मायामेतां तरन्ति ते' જેઓ મારે શરણે આવે છે તેઓ મારી માયાને તરી જાય છે.

આ પ્રમાણે શ્રીઅન્તઃકરણપ્રબોધ ઉપર શ્રીદશદિગન્તવિજયી શ્રીપુરુષોત્તમજીમહારાજના વિવરણનો અનુવાદ પૂર્ણ થયો.

ગો૦શ્રી. ચીમનલાલ,

श्रीकृष्णार्पणमस्तु

श्रीकृष्णाय नमः ।

श्रीगोपीजनवल्लभाय नमः ।

श्रीमदाचार्यचरणकमलेभ्यो नमः ।

# श्रीवल्लभाचार्यचरणविरचितान्तःकरणप्रबोधः ।

## श्रीगोकुलनाथचरणैर्विरचिता विवृतिः ।

दर्शयन् स्वस्य सौभाग्यं स्वीयानां भक्तिवर्त्म च ।
स्वमनोबोधवाक्यानि प्रकटीकृतवान् प्रभुः ॥ १ ॥
प्रणम्य पितृपादाब्जं चिन्तिताधिकदायकम् ।
स्वमनोबोधकाचार्यवचो व्याख्यातुमुद्यतः ॥ २ ॥
यद्यपीश्वरवाक्यानि दुर्बोधानि सदा स्वतः ।
तत्कृपैव तदीयस्य तदर्थावगमे गुरुः ॥ ३ ॥
भविष्यतीति निश्चित्य प्रवृत्तोऽहं न चान्यथा ।
अतः स्वाचार्यचरणौ शरणं मम सर्वदा ॥ ४ ॥

अथ भगवान् पूर्णपुरुषः पुरुषोत्तमः स्वस्वरूपं श्रीभागवतं द्वादशस्कन्धात्मकं प्रकटीकृत्य तदर्थप्राकट्ये स्वातिरिक्तस्यायोग्यतां ज्ञात्वा स्ववागधिपतिरूपश्रीवल्लभाचार्यप्राकट्यं विधाय तदर्थप्राकट्ये आज्ञां च दत्त्वा तदर्थप्रकाशिकां सुबोधिनीं कारितवान् । तत्र क्रमेण स्कन्धत्रयकरणे कालविलम्बादाचार्यविप्रयोगासहिष्णुः सन् श्रीभागवततत्त्वार्थप्रतिपादकदशमस्कन्धविवरणार्थं विशेषाज्ञां दत्तवान् । तदाचार्यैः स्कन्धक्रमं विहाय दशमस्कन्धविवृतिरेव कृता । तत्समाप्तौ स्वस्याचार्यमिलनविलम्बं ज्ञात्वा तद्विलम्बासहिष्णुः शीघ्रं स्वनिकटागमनार्थमाज्ञां दत्तवान् । तदाचार्याः स्वसौभाग्यप्रौढिमवलम्ब्य स्वचिकीर्षितसम्पूर्णश्रीभागवतविवरणस्याजातत्वात् स्वस्य धर्मिमार्गीयत्वात्तन्मार्गभावप्रौढ्या वारद्वयमाज्ञोल्लङ्घनं कृतवन्तस्तथापि भगवानाचार्यमिलनं स्वस्यात्यन्तावश्यकमिति श्रीभागवतविवरणार्थं दत्ताज्ञामप्यन्यथाकृत्वातिकृपारोपपूर्वकं पुनः स्वनिकटागमनार्थं तृतीयामाज्ञां दत्तवान् । तदाचार्या अत्यन्तं भगवदाग्रहं दृष्ट्वा पूर्वमाज्ञाद्वयोल्लङ्घनभावप्रौढिस्थानं स्वकीयमन्तःकरणमेवेति ज्ञापनाय तदेव बोधयन्ति । अन्तःकरण मद्वाक्यमिति ।

**अन्तःकरण मद्वाक्यं सावधानतया शृणु ।
कृष्णात्परं नास्ति दैवं वस्तुतो दोषवर्जितम् ॥ १ ॥**

यद्यपि, अत्रार्थे सर्वेन्द्रियोपयोगात्सर्वेन्द्रियप्रबोध उचितस्तथापि तेषामन्तःकर-

णामीनत्वाद्यथा राजनि निगृहीते सर्वमेव राज्यं निगृहीतं भवति । तथान्तःकरणे प्रबोधिते सर्वाण्येवेन्द्रियाणि प्रबोधितानि भवन्तीत्यन्तःकरणमेव प्रबोधयन्ति । मद्वाक्यं सावधानतया शृण्विति । यद्यपि मद्वाक्यं शृण्वित्येतावतैव प्रबोधसिद्धेर्यत् सावधानतयेत्युक्तं, तस्यायमाशयः । यथा स्वस्य धर्मिमार्गाभिमानमौढ्या व्रजसीमन्तिनीभिः फलप्रकरणे भगवदाज्ञोल्लङ्घनेन स्ववीर्यसम्पत्तिः साधिता, तथाहमपि सम्पूर्णश्रीभागवतविवृतिं सारयिष्यामीत्याग्रहोऽस्मिन्नर्थे वैपरीत्यादनुचितः । वैपरीत्यं तु व्रजसीमन्तिनीभिः मिथवाक्यानि फले प्रतिबन्धकानीतिभावमौढ्या निराकृतानि, प्रकृते तु भगवदाज्ञा †फलसाधिकेति तत्राग्रहो विपरीतफलकः, अनिष्टपर्यवसानादितिवाक्यश्रवणे सावधानतयेत्युक्तम् । कदाचिदतिमौढ्या विलम्बकरणे बाधकमाहुः । कृष्णात्परं नास्ति दैवमिति । कृष्णात्फलरूपात्स्वरूपातिरिक्तं दैवं परमेष्टरूपम् । दैवमितिपदाद्दिवुधातूक्ताः* सर्वेऽप्यर्था अत्र विवक्षिताः । तत्र धर्मिमार्गक्रीडास्थानमिदमेव । ( क्रीडाया ) विजिगीषाप्यत्रैव । ( भक्तेन सह ) स्वमार्गीयव्यवहारोपि । ( भक्ताय स्वमाहात्म्यद्योतनेन ) द्युतिरप्यत्र एव, नो चेत्तद्व्यतिरेकेण शुष्कत्वं । ( भक्तानां ) समयविशेषे स्तुतिरपि । ( भक्ताय मोददान यथा कालीयदमनेन ) । मोदोऽपि तथा । भावविशेषजनितमदोपि । परमनिर्वृतिजनितः स्वप्नोपि । स्वप्नानन्तरं भावविशेषसूचककटाक्षसूचितरसेच्छापि । तदनन्तरं स्वाभिलषितस्थानगतिरपि, ( भक्तसमीपगमनम् ) इत्यादिकं सर्वमेव पूर्वभावमौढ्या ना एव इत्यनिष्टहेतुत्वात् मौढ्यस्याग्रेऽप्यत उक्तं कृष्णात्परं नास्ति दैवमिति । ननु श्रीभागवतविचारः पुरुषोत्तमपर्यवसाय्येवेति कदाचिन्मौढ्यचिता भवेदिति शङ्कानिराकरणार्थमुक्तम् । वस्तुनो दोषवर्जितमिति । अत्रायं भावः, यद्यपि श्रीभागवतविचारः पुरुषोत्तमपर्यवसायी तथापि विचारे क्रियमाणे स्वसिद्धान्तनिरूपणार्थं तद्विरुद्धशास्त्रान्तरीयसिद्धान्तनिराकरणमावश्यकमेव, भगवदाज्ञाहेतुकफलविचारे एतद्भावातिरिक्तभावनेन एव फलमार्गे दोष इति वस्तुविचारे क्रियमाणे फलस्यैव निर्दुष्टत्वं भावान्तराभावेऽपि हेतुवस्तुनः सर्वात्मना न निर्दुष्टत्वमितिज्ञापनायोक्तं वस्तुनः स्वरूपतो न निर्दुष्टत्वम् ॥ १ ॥

एवं प्रबोधनेऽपि पूर्वाह्निकाज्ञोल्लङ्घनजनितापराधेन यदि भगवानपमानेन फलविलम्बं कुर्यात्तदोभयभ्रंशादेकमपि कार्यं न सिध्येदिति श्रीभागवतार्थविवृतिसमाप्त्याग्रह एव मर्यादीन इति मनःशङ्कितं लौकिकदृष्टान्तेन कैमुतिकन्यायेन निरस्यन्ति, चाण्डाली चेदिति ।

† फलस्याविलम्बात् ।

* दिवु क्रीडा-१ विजिगीषा-२ व्यवहार-३ द्युति-४ स्तुति-५ मोद-६ मद-७ स्वप्न-८ कान्ति-९ गतिषु १० ।

१ ... पाठः ।

चाण्डाली चेद्राजपत्नी जाता राज्ञा च मानिता ।
कदाचिदपमानेपि मूलतः का क्षतिर्भवेत् ॥ २ ॥

चाण्डाली चाण्डालजातीया राजपत्नी जाता राज्ञा पत्नीत्वेन परिगृहीता, इतरपत्न्यपेक्षयाधिकं मानिता कदाचित्प्रमादवस्तस्या अपराधाद्वेदपमानोपि कृतस्तदा मूलतः राजपत्नीत्वतः का क्षतिर्भवेत् राजपत्नीत्वं न गच्छतीत्यर्थः । यद्यप्यस्यां यज्ञसंयोगाभावात्पत्नीत्वं न सम्भवति तथापि *भोग्या जातेतिपदं विहाय पत्नीपदोपादानाद्यथा पत्नी त्यागयोग्या न भवति, तथैवास्यामप्यङ्गीकाराभिमानो ज्ञापितः । तेन स्वातिरिक्ताङ्गस्पर्शायोग्यत्वान्यविनियोगाभावादयो धर्मा ज्ञापिताः । यदि मूलपदेन चाण्डालीत्वमुच्यते तदा मानस्य चाण्डालीत्वमेव हेतुः स्यान्न तु राजपत्नीत्वम् । अत्र तु सम्मानने राजपत्नीत्वमेव हेतुत्वेनोच्यते न तु चाण्डालीत्वम्, अन्यथा पत्नी जातेतिपदं व्यर्थं स्यात् । तस्मात्तत्कृतापमानेपि तथा न खेदः कार्यः, राजपत्नीत्वरूपमूलस्य विद्यमानत्वात् । यथा फाल्गुने मासि प्राचीनपत्रापगमेऽपि समूलस्य वृक्षस्य नूतनपल्लवाद्युद्गमेन पुनर्यथापूर्वत्वं तथा पत्नीत्वे सति पुनः पूर्ववदेव भविष्यतीति विचार्य खेदो न कार्यः । चेदिति पदादयोग्यतायामपि दैवगत्याङ्गीकारेपि यत्रैवं व्यवस्था लौकिके, तत्र सर्वथाङ्गीकारयोग्ये, अङ्गीकर्तुरलौकिकत्वे, अङ्गीकारस्य च नित्यत्वे, तथैव फलविलम्बचिन्ता सर्वात्मना नोचितेति नाग्रहः कर्त्तव्यः । यदि विलम्बः सोपि रसस्य संयोगविप्रयोगात्मकत्वाद्विलम्बस्य विप्रयोगरसात्मकत्वात् फलमध्यपात्येवेति सर्वमवदातम् । एवमलौकिकप्रकारेण स्वमनःप्रबोधनेनानुपङ्गिकी स्वमार्गीयाणामपि शिक्षा ज्ञापिता ॥ २ ॥

यद्यपि फलविलम्बजनितः खेदो नास्ति तथापि भावमौढ्यभिमानहानिजनितः पश्चात्तापो जात इति खिन्नमन्तःकरणं प्रबोधयितुमाहुः समर्पणादिति ।

समर्पणादहं पूर्वमुत्तमः किं सदा स्थितः ।
का ममाधमता भाव्या पश्चात्तापो यतो भवेत् ॥ ३ ॥

मानहानिजनितः पश्चात्तापः स्वसमान एवोचितो न तु स्त्रीयत्वेन हितार्थं प्रभुकृतमानहानौ । भावजनितमानोत्पत्तियोग्यतापि तत्र प्रभ्वसाधारणसम्बन्धेनैव जाता न तु ततः पूर्वमपीति विचारयेति ज्ञापनार्थमुक्तं पूर्वमुत्तमः किं सदा स्थित इति । सदा, असमर्पणदशायामपि उत्तमः पूर्वोक्तभावयोग्यः किमहं स्थितः ? । तस्मान्मम पूर्वोक्तभावजननयोग्यताऽभावरूपाऽधमता, का भाव्या, का कीदृशी भाव्या, विचारणीया । कीदृशीतिपदादधमताया निरवधित्वमुक्तम् । यस्मात्सर्वात्मना पश्चात्तापहेतुभावस्तस्मात्त्वयास्मिन्नर्थे पश्चात्तापो न कर्त्तव्यः ॥ ३ ॥

* भोग्यापा यथेच्छं त्यागो विधीयते । न तु पत्न्या ।

यद्यपि पश्चात्तापहेत्वभावात् पश्चात्तापत्याग उचितस्तथापि-फले बहुकालविलम्बश्चेत्तदा किं कार्यमिति सन्दिहानमन्तःकरणं बोधयन्ति सत्यसङ्कल्प इति ।

सत्यसङ्कल्पतो विष्णुर्नान्यथा तु करिष्यति ।
आज्ञैव कार्या सततं स्वामिद्रोहोऽन्यथा भवेत् ॥ ४ ॥

सत्यः यथार्थः सङ्कल्पः मनोविचारो यस्य तादृशत्वाद्विष्णुः बाह्याभ्यन्तरभेदेन रसव्यापकः । अन्यथा फलदाने विलम्बं न करिष्यति । अस्मिन्नर्थेऽन्यथाभावशङ्कानिराकरणार्थं तुशब्दः । तस्मात्त्वया फलविलम्बसन्देहमपि त्यक्त्वा प्रभ्वाज्ञैव कार्या सततं, न तु भावमौढ्या कदाचिदप्यन्यथाभावः कार्यः । अकरणे बाधकमाहुः, स्वामिद्रोहोऽन्यथा भवेदिति । अन्यथा आज्ञाया अकरणे स्वामिद्रोहो भवेत् । आज्ञैव कार्या सततमित्येतावतैव आज्ञाकरणसिद्धावपि बाधकोक्तेरयमाशयः । यथा फलप्रकरणे व्रजसीमन्तिनीनां भावमौढ्या प्रभ्वाज्ञाया अकरणेऽपि कार्यं सिद्धं, तथा ममापि सेत्स्यतीत्यज्ञाननिवृत्त्यर्थमुक्तं स्वामिद्रोहोऽन्यथा भवेदिति । अस्यायमर्थः, व्रजसीमन्तिनीनां भावमौढ्या आज्ञोल्लङ्घनं प्रभोः स्वस्य च पुरुषार्थसाधकं जातम् । तद्दृष्टान्तेन तवैवङ्करणे उभयोरपि विपरीतफलजनकत्वज्ञापनाय बाधकत्वमुक्तम् । बाधकत्वे हेतुः, तासां प्रभ्वाज्ञोल्लङ्घनं फलप्रतिबन्धकनिराकरणे उपयुक्तं जातं, तेन प्रभोस्तासां च निरवध्यानन्दः सिद्धः । तव त्वाज्ञोल्लङ्घनं प्रभुदित्सितफलप्रतिबन्धकत्वेन प्रभोः क्रोधजननेन, तेन क्षोभेन तव फलविलम्बेन च, प्रभ्वपराधस्तव चानिष्टं भवेदिति तत्सर्वात्मना नैव कार्यमित्येतदर्थमुक्तं, स्वामिद्रोहोऽन्यथा भवेदिति ॥ ४ ॥

एवं सोपपत्तिकमाज्ञामाहात्म्यमुपपाद्य कदाचित्पूर्वकृताग्रहेण प्रभुकोपे कथं स्वाभिलषितसिद्धिरिति सन्दिहानमन्तःकरणं प्रबोधयन्ति सेवकस्य त्विति ।

सेवकस्य तु धर्मोऽयं स्वामी स्वस्य करिष्यति ।
आज्ञा पूर्वं तु या जाता गङ्गासागरसङ्गमे ॥ ५ ॥
यापि पश्चान्मधुवने न कृतं तद्द्वयं मया ।
देहदेशपरित्यागस्तृतीयो लोकगोचरः ॥ ६ ॥

यथा पूर्वश्लोके उक्तादिदं, तत्र सेवकस्यासाधारणस्वाभाविकधर्मत्वेन तदेवोचितं करिष्यति स्वासाधारणधर्मं दृष्ट्वा प्रभुरपि स्वस्वामिन्यासाधारणधर्मं सेवकज्ञानागोचरमपि सेवां परिपूर्णां । ननु स्वकृताज्ञापालनमपि मयि सेवकत्वस्य विद्यमानत्वात् स्वामिन्यपि सहजस्वामित्वासाधारणधर्मस्य विद्यमानत्वात् कथं फलविलम्ब इति सन्देहनिवृत्त्यर्थं फलविल-

શ્રવણાદિ સિદ્ધ થવામાં સહાયનો સંગ અને એક સ્થલમાં સ્થિતિની જરૂર છે, અને સંન્યાસમાં એક સ્થલમાં સ્થિતિ કરવી નહિ અને એકલું ફરવું એમ કહ્યું છે, માટે બંનેને પરસ્પર વિરોધ હોવાથી શ્રવણાદિની સિદ્ધિને માટે સંન્યાસ કરવો એ પક્ષ અંગીકાર કરવા યોગ્ય નથી. જો કે મૂલમાં स्वरूपविरोधतः સ્વરૂપવિરોધ એવું પદ નથી, તોપણ આગળ શ્લોકમાં तद्धर्मैश्च विरोधतः તેના ધર્મોથી વિરોધ એમ કહ્યું છે ત્યાં च મુક્યો છે, તેથી મેં વ્યાખ્યાનમાં સમુચ્ચય કર્યો છે તેમાં દોષ આવતો નથી.

હવે ત્રિદંડીને પણ ચાતુર્માસ્યમાં એક ઠેકાણે રહેવું એમ સ્મૃતિમાં કહ્યું છે, અને ભગવાને પણ એકાદશ સ્કંધમાં કહ્યું છે કે 'એકાંતમાં કલ્યાણરૂપ પોતાનું આશ્રમસ્થાન રાખીને મારા ભાવવડે ચોખ્ખા અંતઃકરણથી રહે;' તો પછી સાધનરક્ષણપૂર્વક એક સ્થલમાં સ્થિતિ કરી શ્રવણાદિ કરવામાં શું દોષ? આમ આકાંક્ષા થાય તો પરસ્પર ધર્મના વિરોધરૂપ બીજો દોષ अभिमानात् વિગેરે ચોથા શ્લોકથી બતાવે છે. અભિમાન એટલે ગર્વ, અથવા અહંતા મમતારૂપ. એકાદશ સ્કંધના ૧૮ મા અધ્યાયમા ભિક્ષાનો પ્રકાર કહ્યો છે કે 'સંન્યાસીએ પતિત વિગેરેને છોડીને ચારે વર્ણમાં પૂર્વે નહિ સંકલ્પ કરેલા સાત ઘરમાં ભિક્ષા માગવી. તેમાં જે મળે તેથી સંતોષ રાખવો. (૧૮). તે મળેલું અન્ન બહાર જલાશયમાં લઈ જઈ પોતે જલનું આચમન કરી, વાણીને નિયમમાં રાખી, જલમાં બોળી બહાર કાઢવું, એટલે તે અન્ન પવિત્ર થાય, પછી તેમાંથી ભૂતાદિ બલિદાનો આપીને શેષ રહેલું તમામ ખાઈ જવું. (૧૯). ત્યાં સાત ઘરનું અન્ન માગવાનું કહ્યું છે. તેમાં કોઇનું દુષ્ટ અન્ન આવ્યું હોય, તેનો દોષ નહિ જાણીને તેનું ભક્ષણ કરે તો વિવિદિષાદશાની માફક શ્રવણાદિ સાધનદશામાં પણ યથાદિનો પક્ષપાત થવાથી શરીરમાં અભિમાન આવી જતા પ્રતિવાદીનું નિરાકરણ કરવામાં કઠણ વચન કહેવાં પડે, તેમ અપમાન કરવાનો સંભવ પણ થાય. તેમજ એકાદશ સ્કંધમાં ભગવાને સંન્યાસીના ધર્મમાં કહ્યું છે કે 'અતિવાદ સહન કરવો, અને કોઇનું અપમાન કરવું નહિ' એ ભગવદાજ્ઞાનું ઉલ્લંઘન થવાથી સંન્યાસીના ધર્મમા વિરોધ આવે છે.

તેમજ શ્રવણાદિનો હમેશાં યોગ રાખવો જોઇએ. દ્વિતીય સ્કંધમાં દ્વિતીયાધ્યાયમાં કહ્યું છે કે 'હે રાજા, સર્વત્ર સર્વદા ભક્તના દુઃખ હરનાર ભગવાનનું મનુષ્યોએ સર્વાત્મભાવથી શ્રવણ કરવું, કીર્તન કરવું, અને સ્મરણ કરવું.' માટે શ્રવણાદિની ફરીફરીને આવૃત્તિ કરવી જોઇએ. એકજ વખત કરેલું શ્રવણાદિ પ્રેમભક્તિ ઉત્પન્ન કરતું નથી, પણ વારંવાર થતું શ્રવણાદિ પ્રેમભક્તિ ઉત્પન્ન કરે છે, અને વારંવાર આવૃત્તિ એક સ્થલમાં સ્થિતિ કરવાથી થાય છે, અને એક સ્થલે સ્થિતિ સંન્યાસના ધર્મથી વિરુદ્ધ છે, કેમકે એકાદશ સ્કંધમાં ભગવાને કહ્યું છે કે 'નિઃસંગ રહે, ઇંદ્રિયો નિયમમા રાખે, પોતાના આત્મામાં જ ક્રીડા કરે, આત્મામાં જ પ્રીતિ રાખે, ધૈર્યવાન થાય, સમદર્શી થાય, એકલો આ પૃથ્વીપર ફર્યા કરે.' તેથી શ્રવણાદિની સિદ્ધિમાટે સંન્યાસ કરવાનો પક્ષ સ્વીકાર કરવા યોગ્ય નથી.

કદાચ એમ શંકા થાય કે શ્રવણાદિને માટે વિધિપૂર્વક સંન્યાસ ભલે ન કરો પણ ઘરમાં રહેવાથી વિષયાસક્તિ થાયછે, અને ભગવદાસક્તિનો બાધ થાયછે, માટે ગૃહ ભગવદાસક્તિનું બાધક હોવાથી ગૃહત્યાગ આવશ્યક છે. વળી એકાદશ સ્કંધમાં ભગવાને કહ્યું છે કે 'જ્ઞાનનિષ્ઠ, વિરક્ત કે અપેક્ષાવિનાનો મારો ભક્ત હોય, તે આશ્રમના ચિન્હોસહિત આશ્રમને છોડી દઈને, વેદનો વિધિ જેનાપર લાગુ પડતો નથી એવો થઈ ફર્યા કરે.' આવો બીજી જાતનો ભક્તને કહેલો ત્યાગ ભગવદાસક્તિનું સાધન હોવાથી તે સાધનરૂપ ત્યાગ કરવામાં શું દોષ! આવા ત્યાગસ્વરૂપમાં અને શ્રવણાદિના ધર્મમાં ઉપર કહેલો વિરોધ આવતો નથી. તેમ

જ્યારે જ્ઞાનને ઉત્પન્ન કરનાર વૈરાગ્ય થાય ત્યારે ગૃહત્યાગ કરવો એ પક્ષનો શ્રી ભાગવત દશમ
સ્કંધમાં નલકૂબર મણિગ્રીવની સ્તુતિના તાત્પર્યના નિરૂપણના પ્રસંગમાં નિર્ણય કર્યો છે.
આ શંકાનો પરિહાર કરવાને કહે છે કે ગૃહ, ધન વિગેરે ભગવદાસક્તિમાં બાધક
હોવાથી ભગવદાસક્તિ સિદ્ધ કરવાને માટે વિધિવિનાનો ત્યાગ કરવો એ પક્ષ પણ ઇષ્ટ નથી.
ત્યાગ સ્વતંત્ર સાધન નથી, પણ જ્ઞાન, કર્મ કે ભક્તિ માર્ગના અંગરૂપે છે, એમ પ્રથમ કહી
ગયા છીએ. એટલે કોઈ પણ માર્ગજ સ્વતંત્ર રીતે કલ્યાણ સિદ્ધ કરે છે. એ માર્ગને પણ
'ભક્તિથી ઉત્પન્ન થયેલી ભક્તિવડે રોમાંચ થાય,' એ વાક્ય પ્રમાણે પ્રથમ શ્રવણાદિકની અપેક્ષા
રહે છે. અને એ શ્રવણાદિકને શ્રવણ કરાવનાર વિગેરે સહાયની અપેક્ષા રહે છે. જલભેદમાં
કહ્યું છે કે, 'ભગવચ્છાસ્ત્રમાં તત્પર પંડિતો હદ અથવા ધરા જેવા છે.' એવા પંડિતો દાલ
મળવા દુર્લભ છે. તેમા કહેલા કૂપ જેવા ગાયકો અથવા પૌરાણિકો મળી શકે છે. પોતે
જેવો ગૃહાસક્ત કે વૈરાગ્ય પામનાર હોય તેવાજ તેઓ પણ મળી આવે છે. પોતાથી ઉત્તમ
મળતા નથી. તેથી આગળ પણ તેવાઓની સાથે જ સંગ થાય છે, પણ ઉત્તમ પ્રકારનો
સંગ થતો નથી. તેથી સંગદોષથી પોતે ધારેલું ફલ મળતું નથી. તેથી સાધનમાટે ત્યાગ
કરવાનો પક્ષ સ્વીકારવા યોગ્ય નથી.

જો તેવા મધ્યમ અધિકારી મળે તો ગૃહપરિત્યાગમાં શું દોષ? આ શંકાના ઉત્તરમાં
કહે છે કે પોતાના દોષને લીધે પણ પરિત્યાગ અયોગ્ય છે. च અહીં અપિના અર્થમાં લેવો.
પોતે પણ વિષયાક્રાન્ત થાય. ચતુર્થ સ્કંધમાં સનત્કુમારે પૃથુરાજાને કહ્યું છે કે 'વિષયથી
ખેંચાયલી ઇન્દ્રિયોવડે વિક્ષિપ્ત થયેલા મનથી ધ્યાન કરનાર પુરુષનું મન બુદ્ધિની ચેતનાને હરિ
લે છે. જેમ જલને કિનારે રહેલ ઝાડ જલને ધીમે ધીમે ખેંચી લેછે, તેમ વિષયવાળાનું
મન બુદ્ધિને હરિ લે છે.' એ ન્યાયથી પાંચ ઇન્દ્રિયોના વિષયોથી ખેંચાયલા મનવાળો, વિષયોનું
ધ્યાન ધરનાર પોતે પાખંડી થાય છે, કેમકે ગીતામાં કહ્યું છે કે,

कर्मेन्द्रियाणि संयम्य य आस्ते मनसा स्मरन् ।
इन्द्रियार्थान् विमूढात्मा मिथ्याचारः स उच्यते ॥

અર્થ—કર્મેન્દ્રિયોને નિયમમાં રાખીને જે પુરુષ ઇન્દ્રિયોના વિષયનું મનથી સ્મરણ કરે
છે, તે મૂઢ બુદ્ધિવાળો મિથ્યાચારી કહેવાય છે.

તેથી તેવી રીતે ત્યાગ કરીને મનમાં વિષયોનું સ્મરણ કર્યા કરે તો પ્રથમ સ્કંધમાં
કહ્યાપ્રમાણે ઉપધર્મરૂપ અધર્મની શાખાની છાયામાં રહેલો પાખંડી થાય છે. તેમાં કાલ
પણ વળી સહાય કરે છે, કેમકે કલિ ધર્મનો શત્રુ છે. માટે તેના મધ્યમ અધિકારીનો સંગ
થાય તોપણ પાખંડી થઈ પતિત થાય, માટે સાધનમાટે ત્યાગનો પક્ષ ઇષ્ટ નથી.

એકાદશ સ્કંધના પાંચમા અધ્યાયમાં કહ્યું છે કેઃ—

कलिं सभाजयन्त्यार्या गुणज्ञाः सारभागिनः ।
यत्र संकीर्तनेनैव सर्वः स्वार्थोऽभिलभ्यते ॥ ११–५–३६ ॥

અર્થ—ગુણજ્ઞ, સાર ગ્રહણ કરનાર, આર્યો કલિની પ્રશંસા કરે છે, કેમકે કલિયુગમાં
ભગવદ્‌ગુણોનું સંકીર્તન કરવાથી જ સર્વ સ્વાર્થ પ્રાપ્ત થાય છે. આવા વાક્યોથી સિદ્ધ થાય છે
કે કલિ ભગવત્કીર્તનાદિને અનુકૂલ છે, માટે ... દોષ નથી. એમ [illegible] કહે તો
... [illegible] ... કીર્તનને અનુકૂલ છે એ ખરી વાત,
... [illegible] ... અનુકૂલ નથી. કેમકે તે ...
પણ કલિયુગમાં અનુકૂલ છે, સાધનસ્વરૂપના પ્રસંગમાં અનુકૂલ નથી.

કીર્તનથી ઉત્તમ ફલ મળવાનું જ કહ્યું છે. માટે પૂર્વોક્ત રીતિએ જેઓનાં સ્થૂલ અને લિંગ શરીર વિષયારૂઢ છે, તેમને કલિકાલના પ્રભાવથી હરિનો આવેશ સર્વદા રહેતો નથી, ભગવાનમાં ચિત્ત પરોવાયલું સર્વદા રહેતું નથી, પણ કોઈક વખતજ રહે છે. તેથી જ્યારે આસુરાવેશ થાય, ત્યારે પૂર્વોક્ત સર્વનો પ્રતિબંધ થવાથી પાખંડીપણું જ થાય. તેથી સાધનમાટે ત્યાગ ઇષ્ટ નથી. कालतः ને બદલે कामतः પાઠ હોય, તો કામ એટલે ઇચ્છા, અર્થાત્ વિષયની કામનાને લીધે પાખંડીપણું થાય, એવો અર્થ કરવો. अतः ઉપર કહેલા સર્વ દોષોને લીધે अत्र કલિકાલમાં भक्तौ ભક્તિમાર્ગમાં साधने સાધનદશામાં અથવા ભક્તિના સાધનમાટે त्यागः ગૃહપરિત્યાગ नैव सुखावहः સુખ આપતો નથી, એટલે આજકાલના વેરાગીના જેવા પાખંડી બનાવે છે. ભાગવદાસક્તિરૂપ સુખ આપનો નથી, માટે મધ્યમ સાધનદશામાં પણ ત્યાગ સર્વથા કર્તવ્ય નથી.

અહીં ભક્તિમાર્ગમાં ભગવાને 'કર્તવ્ય' કહેલો ત્યાગ પ્રેમભક્તિની સાધનદશામાં કર્તવ્ય નથી એમ સિદ્ધ થવાથી, બાકી રહેલી સિદ્ધદશામાં ફલોપકારિ અંગરૂપે કર્તવ્ય છે એમ નક્કી થયું. ગીતાજીમાં કહ્યું છે કે 'હે અર્જુન, જેવી રીતે તને મારાં દર્શન થયાં, તેમજ યથાર્થ જ્ઞાન, દર્શન અને પ્રવેશ અનન્ય ભક્તિથીજ થાય છે,' એટલે ફલના જ્ઞાન, દર્શન અને પ્રવેશ ત્રણ પ્રકાર કહ્યા. તેમાં કયા ફલને માટે ત્યાગ કર્તવ્ય છે, એ વિચાર કરીએ, તો પ્રવેશને માટે मत्कर्मकृन्मत्परमः એ વાક્યમાં કહેલા બીજા સાધનોની અપેક્ષા રહે છે; તેથી પ્રવેશની પહેલા કહેલા જ્ઞાનદર્શનનેમાટે કર્તવ્ય છે, એ આશયથી विरहानुभवार्थं થી શરુ કરી प्रेम्णा सिध्यति नान्यथा એટલા શ્લોકો કહે છે :—

विरहानुभवार्थं तु परित्यागः प्रशस्यते ।
स्वीयबन्धनिवृत्त्यर्थं वेषः सोऽत्र न चान्यथा ॥ ७ ॥
कौण्डिन्यो गोपिकाः प्रोक्ता गुरवः साधनं च तत् ।
भावो भावनया सिद्धः साधनं नान्यदिष्यते ॥ ८ ॥
विकलत्वं तथास्वास्थ्यं प्रकृतिः प्राकृतं न हि ।
ज्ञानं गुणाश्च तस्यैवं वर्तमानस्य बाधकाः ॥ ९ ॥
सत्यलोके स्थितिर्ज्ञानात् संन्यासेन विशेषितात् ।
भावना साधनं यत्र फलं चापि तथा भवेत् ॥ १० ॥
तादृशाः सत्यलोकादौ तिष्ठन्त्येव न संशयः ।
बहिश्चेत्प्रकटः स्वात्मा वह्निवत्प्रविशेद्यदि ॥ ११ ॥
तदैव सकलो बन्धो नाशमेति न चान्यथा ।
गुणास्तु सङ्गराहित्याज्जीवनार्थं भवन्ति हि ॥ १२ ॥
भगवान् फलरूपत्वान्नात्र बाधक इष्यते ।
स्वास्थ्यवाक्यं न कर्तव्यं दयालुर्न विरुध्यते ॥ १३ ॥
दुर्लभोऽयं परित्यागः प्रेम्णा सिध्यति नान्यथा ।

*सान्वयपदार्थः—विरहानुभवार्थं ભગવાનના વિરહના અનુભવને માટે तु તો परित्यागः સંન્યાસ प्रशस्यते પ્રશંસાપાત્ર છે. स्वीयबन्धनिवृत्त्यर्थं પોતાના સ્ત્રીપુત્રાદિથી થતું બંધન નિવૃત્ત

તમાં જીવ ભગવાનમાંથી વિછર્યો-વિખુટો પડ્યો ત્યારે જે વિરહ થયો તે વિરહ ભગવાનમાં આસક્તિ થવાથી જાગૃત થાય તેનો ક્ષણે ક્ષણે અનુભવ કરવામાટે સંન્યાસ લેવો. બીજે એટલે વિરહ સમયનો અનુભવ એ અર્થ લઇએ તો ભક્તિ અને યોગમાયાએ સાથે રહીને આસક્તિભ્રમન્યાયથી ઉત્પન્ન કરેલો જે ભગવાનનો સાક્ષાત્કાર તેનેમાટે સંન્યાસ કરવો. ત્રીજે એટલે વિરહ પછીનો અનુભવ એ અર્થ લઇએ તો **तासामाविरभूत्** એ શ્લોકમાં કહેલો જે સાક્ષાત્કારરૂપ અનુભવ તેને માટે સંન્યાસ લેવો. આ પ્રમાણે આ ત્રણ પ્રકારના વિરહાનુભવના પ્રયોજનનેમાટે એટલે તે જેમ સિદ્ધ થાય તે પ્રમાણે* સંન્યાસ લેવો તે પ્રશંસાપાત્ર છે. એકાદશ સ્કંધમાં **वाग्गद्गदा द्रवते यस्य चित्तं** એ શ્લોકમાં તેની ભગવાને અત્યંત સ્તુતિ કરી છે, માટે તેનેમાટે ત્યાગ કરવો.

અહીં આ અર્થ છે:—પુષ્ટિમાર્ગીય જીવોની સૃષ્ટિ ભગવદ્રૂપની સેવામાટે ભગવાનના શ્રીઅંગથી થઈ છે. તે જીવો શુદ્ધ અને મિશ્ર એમ બે પ્રકારના છે. તેમાં મિશ્ર જીવોને કોઈ વખત અન્યમાં આસક્તિ થવાથી, કે અહંકારથી, કે તેને મર્યાદામાં સ્થાપન કરવાને, કે શાપાદિકથી ભગવદ્વિયોગ થાય છે, એમ **पुष्टिप्रवाहमर्यादा** ગ્રન્થમાં કહ્યું છે, તેમ સમર્પણના ગદ્યમન્ત્રમાં કહ્યું છે કે સહસ્ર પરિવત્સર જેટલા કાલથી વ્યુચ્ચરણ થવાથી (વિછરવાથી) ભગવદ્વિયોગ થયો છે. તે વિયોગનું નિવારણ ભગવાન્ કોઇક પ્રકારથી અથવા અનન્ય ભક્તિથી કરે છે. વળી ભક્તિમાર્ગ બહુ પ્રકારના છે. તેમાં આ ભક્તિમાર્ગમાં જ્યારે ભગવાન્ વિયોગનું નિવારણ કરવા ઈચ્છે છે, ત્યારે તે જીવને કોઈક પ્રકારે પોતાનો અત્યંત વિરહ (વિરહોત્કટ્ય) ઉત્પન્ન કરે છે. વળી દ્વિતીય સ્કંધમાં **ऋतेऽर्थं यत्प्रतीयेत** એ શ્લોકના સુબોધિનીમાં કહ્યું છે કે માયા એક સ્થલમાં રહેલાને અન્ય સ્થલમાં બતાવે છે. અને એ યોગમાયાનો આશ્રય રસલીલામાં ભગવાને લીધો છે એમ રાસપંચાધ્યાયીના આરંભમાં કહ્યું છે. તે જગતને મોહકરનારી વિશ્વમાયા નથી, પણ ભગવદ્યોગ કરાવનારી માયા છે. એમ હોવાથી જ્યારે ભગવાન્ જે જીવને પોતાનો યોગ થવાની ઇચ્છા કરે છે, ત્યારે તે જીવને યોગમાયાથી પોતાનું અજ્ઞાન અને પોતાનો વિરહ ઉત્પન્ન કરે છે. અને ભગવાનના તિરોધાનનો અત્યંત નાશ કરનારી અનન્ય ભક્તિ અંદર અને બહાર ભગવાનનો અનુભવ કરાવે છે, અને તે છતાં ભગવાન્ તો અંદર અને બહાર સર્વમાં વ્યાપ્ત છતાં વિરુદ્ધધર્માશ્રયવાન્ હોવાથી પરિચ્છિન્ન (એક સ્થલમાં રહેલા) છે. આ ભક્તિમાર્ગમાં ભગવાન્ બહાર પ્રકટ થાય તેજ ઇષ્ટ છે, ત્યારેજ ઈશ્વરવાદ સિદ્ધ થાય, નહિ તો શૂન્યવાદ. આમ હોવાથી જે ભક્તનો યોગ (સંયોગ) પોતાની સાથે થવાની ભગવાનની ઇચ્છા હોય, ને ભક્તને અનન્ય ભક્તિથી અંતઃકરણમાં જે સાક્ષાત્કાર થાય, તેને માયા બહાર લાવે છે અને આસક્તિભ્રમન્યાય† પ્રમાણે કરે છે. આ પ્રકારનો સાક્ષાત્કાર, સર્વાંગભાવથી ઉત્પન્ન થતો, વેદમાં ભૃગુવિદ્યામાં સર્વ પ્રકારના વિલક્ષણ અનુભવથી સિદ્ધ છે, તેજ વિરહાનુભવ પદથી અહીં કહ્યો છે. તેને માટે જે પરિત્યાગ તેની ભગવાને એકાદશ સ્કંધના ચતુર્દશ અધ્યાયમાં અત્યંત સ્તુતિ કરી છે.

અને વિરહ પછીનો જે ભગવદનુભવ એટલે બહાર સાક્ષાત્કારરૂપ સારી રીતે દર્શન, તેને માટે જે ત્યાગ તે ભગવાને પંચાધ્યાયીમાં **यथाधनो लब्धधने विनष्टे** એ આદી શ્લોકમાં પણ ઉત્કર્ષથી વખાણ્યો છે. તે શ્લોકોમાં કહ્યું છે કે 'જેમ નિર્ધન પુરુષને ધન મળે અને તે ધન પાછું જતું રહે, ત્યારે તેની ચિંતામાં મસ્ત થયેલો બીજું કાંઈ પણ

* [illegible] એ ક્રિયાવિશેષણ અવ્યય છે.

† [illegible] આ ન્યાય સમજવો છે, ત્યાં [illegible] રહેલ છે.

વાત્સલ્ય ભાવ રાખનારા, કામથી જેની બુદ્ધિ લુબ્ધ થતી નથી, એવા પુરુષો નિરપેક્ષપણારૂપ મારા સુખને સેવે છે, તેને બીજા ધર્મનું સેવન કરનારા જાણતા નથી.

સ્વભક્તિનુ બલ દર્શાવતાં કહે છે કે:—

बाध्यमानोऽपि मद्भक्तो विषयैरजितेन्द्रियः ।
प्रायः प्रगल्भया भक्त्या विषयैर्नाभिभूयते ॥ ११-१४-१८ ॥
यथाऽग्निः सुसमृद्धार्चिः करोत्येधांसि भस्मसात् ।
तथा मद्विषया भक्तिरुद्धवैनांसि कृत्स्नशः ॥ ११-१४-१९ ॥

**અર્થ**—અજીતેન્દ્રિય મારો ભક્ત વિષયોથી બાધ પામતો હોય તો પણ ઘણું કરીને ઉત્કૃષ્ટ ભક્તિ હોય તો વિષયોથી પરાભવ પામતો નથી. જેમ અત્યંત પ્રજ્વલિત થયલો અગ્નિ લાકડાને બાળીને રાખ કરી નાખે છે, તેમ હે ઉદ્ધવ, મારી ભક્તિ સર્વ પાપને બાળી દેછે.

ભક્તિનું પોતાને વશ કરવાપણુ દર્શાવતા કહે છે કે:—

न साधयति मां योगो न सांख्यं धर्म उद्धव ।
न स्वाध्यायस्तपस्त्यागो यथा भक्तिर्ममोर्जिता ॥ ११-१४-२० ॥

**અર્થ**—હે ઉદ્ધવ, વૃદ્ધિ પામેલી મારી ભક્તિ જે પ્રમાણે મને વશ કરે છે, તેમ યોગ, સાંખ્ય, ધર્મ, વેદાભ્યાસ, તપ, દાન કાંઈ પણ વશ કરી શકતું નથી.

ભક્તિનું અત્યત પાવન કરવાપણું દર્શાવતાં કહે છે કે:—

भक्तिः पुनाति मन्निष्ठा श्वपाकानपि संभवात् ॥ ११-१४-२१ ॥

**અર્થ**—ઉત્પત્તિથી ચાંડાલ હોય તેને પણ મારામાં રહેલી ભક્તિ પવિત્ર કરે છે.

ધર્મ વિગેરે પાવન કરી શકતાં નથી એમ દર્શાવતા કહે છે કે:—

धर्मः सत्यदयोपेतो विद्या वा तपसान्विता ।
मद्भक्त्यापेतमात्मानं न सम्यक् प्रपुनाति हि ॥ ११-१४-२२ ॥

**અર્થ**—સત્ય અને દયાથી યુક્ત ધર્મ, અથવા તપથી યુક્ત વિદ્યા, મારી ભક્તિથી રહિત જીવને સારી રીતે નિશ્ચયથી પવિત્ર કરતી નથી.

પછી વૃદ્ધિ પામેલી ભક્તિના લક્ષણો કહેતાં નીચે પ્રમાણે તેનો પરિચય કરાવે છે:—

कथं विना रोमहर्षं द्रवता चेतसा विना ।
विनाऽऽनंदाश्रुकलया शुद्ध्येद्भक्त्या विनाऽऽशयः ॥ ११-१४-२३ ॥

**અર્થ**—રુવાટાં ઉભા થયા વિના કે મન પિગળ્યા વિના કે નેત્રમાં આનંદાશ્રુ આવ્યા વિના કે ભક્તિ વિના અન્તઃકરણ કેમ શુદ્ધ થાય?

ત્યારપછી વિરહાવસ્થાનુ સૂચન કરતાં એવી ભક્તિવાળાની અત્યંત સ્તુતિ કરે છે:—

वाग्गद्गदा द्रवते यस्य चित्तं रुदत्यभीक्ष्णं हसति क्वचिच्च ।
विलज्ज उद्गायति नृत्यते च मद्भक्तियुक्तो भुवनं पुनाति ११-१४-२४॥

**અર્થ**—જેની વાણી ગદ્‌ગદ્ થાય છે, ચિત્ત દ્રવે છે, વિરહથી હમેશાં રડે છે, કોઈવાર ... લજ્જા મૂકી ઉંચે સ્વરે ગાન કરે છે, નાચે છે, એમ મારી ભક્તિયુક્ત પુરુષ

આવી દશા થાય ત્યારે આવા અનુભવમાટે ત્યાગ કરવો, એમ અર્થબલથી પ્રાપ્ત થાય છે. વળી ત્યાં એકાદશ સ્કંધમાંજ બીજા અધ્યાયમાં કવિયોગેશ્વરે ભગવદ્ધર્મ કહ્યા છે ત્યાં કહ્યું છે કે કોઈથી ભય નથી એવું ભગવચ્ચરણારવિંદનું ઉપાસન છે, અને ભગવદ્ધર્મમાં રહેનાર મનુષ્ય ક્યારે પણ ત્યાંથી આંખો મીંચીને દોડે તો પણ ઠેસ ન વાગે, તેમજ પડે પણ નહિ. આગળના સુંદર શ્લોકોમાં કહ્યું છે કે

शृण्वन् सुभद्राणि रथाङ्गपाणेर्जन्मानि कर्माणि च यानि लोके ।
गीतानि नामानि तदर्थकानि गायन् विलज्जो विचरेदसङ्गः ॥ ११-२-३९॥
एवंव्रतः स्वप्रियनामकीर्त्या जातानुरागो द्रुतचित्त उच्चैः ।
हसत्यथो रोदिति रौति गायत्युन्मादवन्नृत्यति लोकबाह्यः ॥ ४० ॥
खं वायुमग्निं सलिलं महीं च ज्योतींषि सत्त्वानि दिशो द्रुमादीन् ।
सरित्समुद्रांश्च हरेः शरीरं यत् किञ्च भूतं प्रणमेदनन्यः ॥ ४१ ॥
भक्तिः परेशानुभवो विरक्तिरन्यत्र चैष त्रिक एककालः ।
प्रपद्यमानस्य यथाश्नतः स्युस्तुष्टिः पुष्टिः क्षुदपायोऽनुघासम् ॥ ४२ ॥
इत्यच्युताङ्घ्रिं भजतोनुवृत्त्या भक्तिर्विरक्तिर्भगवत्प्रबोधः ।
भवंति वै भागवतस्य राजन् ततः परां शांतिमुपैति साक्षात् ॥११-२-४३॥

**અર્થ**—ચક્રપાણિ ભગવાનના કલ્યાણકારી જન્મ અને કર્મ જે લોકમાં ગવાય છે તેનું શ્રવણ કરે, ભગવાનના એવાજ અભિપ્રાયના નામોનું લાજ છોડીને ગાન કરે, અસંગ થઈ ફર્યા કરે. (૩૯). એવી રીતના વ્રતવાળો પુરુષ પોતાને પ્રિય ભગવાનના નામના કીર્તનવડે પ્રેમ ઉત્પન્ન થવાથી, ચિત્ત દ્રવવાથી, ઉચ્ચે સ્વરે હસેછે, રડેછે, બૂમો પાડેછે, ગાન કરે છે, ઘેલાની માફક નૃત્ય કરે છે, એમ લોકથી બહાર થઈ જાય છે. (૪૦) આકાશ, વાયુ, અગ્નિ, જલ, પૃથિવી, તારાગણ, પ્રાણિઓ, દિશાઓ, ઝાડો વિગેરે, નદી અને સમુદ્રો એ સર્વને, જે કાંઈ ઉત્પન્ન થયું છે તેને ભગવાનનું શરીર સમજીને, ભગવાનમાં અનન્ય ભક્તિથી પ્રણામ કરે, (૪૧). એ પ્રમાણે શરણે આવનારને ભક્તિ, ભગવાનનો અનુભવ, અન્યત્ર વૈરાગ્ય, એ ત્રણે જેમ જમનારને સંતોષ, પોષણ, અને ક્ષુધાની નિવૃત્તિ દરેક કોળીએ થાય છે તેમ—એકી વખતે થાય છે. (૪૨). એવી રીતે સેવાવડે ભગવાનના ચરણારવિંદને ભજનારને ભક્તિ, વૈરાગ્ય, અને ભગવાનના સ્વરૂપનું જ્ઞાન થાય છે, અને પછી પરમ શાંતિને પ્રાપ્ત થાય છે. (૪૩).

એ શ્લોકોપરના શ્રીસુબોધિનીમાં શ્રીમહાપ્રભુજીએ આજ્ઞા કરી છે કે પ્રથમ સ્કંધમાં નારદે વ્યાસને કર્મ જ્ઞાન અને ભક્તિ એ ત્રણેના હેતુને સિદ્ધ કરનાર એ ત્રણેને બદલે નામાન્યનન્તસ્ય એ શ્લોકમાં ભગવન્નામશ્રવણ વિગેરે ધર્મ કહ્યો છે તેનું સ્વરૂપ અહીં કવિએ કહ્યું છે. એપ્રમાણે અવતરણ કરીને આ પાંચ શ્લોકનું વ્યાખ્યાન કર્યું છે. તેમાં આદી ગૃહાન્નિર્ગત 'પહેલા શ્લોકમાં ઘરમાંથી નિકળી જવું' એમ કહ્યું છે, તેથી ત્યાગની અવસ્થા બતાવી છે, અને ભગવજ્જન્માદિનું શ્રવણ, તેનું ગાન, વિચરણ, લજ્જાનો અભાવ એ કર્મ, જ્ઞાન અને ભક્તિને બદલે કરવા એમ કહ્યું છે. પછી બીજા શ્લોકમાં પૂર્વવ્રત વિગેરેથી તેના આઠ ધર્મ બતાવીને પ્રકૃતિનું ઉલ્લંઘન, અલૌકિક સ્વરૂપ અને લોકબાહ્યપણું બતાવ્યું. આથી વિરહાનુસંધાનની અવસ્થા સમજાવી. પછી ત્રીજા શ્લોકમાં આવા વિચારથી કર્મ નહિ કરવાથી

લોકત્યાગ કરવામાં જ્ઞાન અને ભક્તિના સ્વરૂપનું સામટું નિરૂપણ કર્યું. તેમાં આકાશથી સમુદ્રના અંતસુધી લૌકિક પ્રત્યક્ષ વિષયોમાં ભગવાનનું શરીરપણું બતાવી પ્રણામ કરવાનું કહ્યું, તેથી તે સર્વ ભગવાનનું શરીર છે એવું જ્ઞાન તથા અનુભવ થયો, એવુ અર્થબલથી સિદ્ધ થયું, કેમ કે જ્ઞાત્વા જાણીને એ જ્ઞાનસ્વરૂપ, અને प्रणमेदनन्यः 'અનન્ય થઇને પ્રણામ કરવા' એથી સાધનભક્તિનું સ્વરૂપ દર્શાવ્યું. પછી ચોથા અને પાંચમા શ્લોકથી જમવાના દૃષ્ટાંતથી પરમ ભક્તિ, ભગવદ્જ્ઞાન, અને તે શિવાય વૈરાગ્ય એમ ત્રણનું સામટું ઉત્પન્ન થવાનું કહીને સાક્ષાત્ પરમ શાંતિરૂપ ફલ કહ્યું; તેથી પણ કર્મ, જ્ઞાન અને ભક્તિનું જે પરમ ફલ તે ત્રણેના અનુકલ્પરૂપ આ પરિત્યાગથી થાય છે, તેથી એવા ત્યાગની પ્રશંસા જ શ્રીસુબોધિનીમાં કહેલા પ્રકારથી સિદ્ધ થાય છે એમ સમજવું.

એ પ્રમાણે આ ત્રણે માર્ગને બદલે આ ત્યાગ છે તો સંન્યાસનો વેશ કેમ નથી કહ્યો? ઉત્તરઃ—**સ્વીય** એટલે પોતાના પુત્ર સ્ત્રીવિગેરેથી થતો બંધ—પોતાને તેઓમાં આસક્તિ ન હોય તો પણ તેઓની પોતામાં આસક્તિ હોય તેની નિવૃત્તિનેમાટે આ ભક્તિમાર્ગોપયોગી સંન્યાસમાં ત્રિદંડ, કૌપીનધારણ વિગેરે વેશ કહ્યો છે. જો તેઓ તરફથી બંધનો સંભવ ન હોય તો વેશની અપેક્ષા નથી; માટે જેને બંધની સંભાવના હોય તેને એ વેશ આવશ્યક છે, બીજાને નહિ. તેથી સર્વેએ વેશ રાખવો એવો નિયમ ન હોવાથી કહ્યો નથી.

એકાદશ સ્કંધમાં ભગવાને ભક્તિની પ્રશંસા કરી છે તે વાક્યોમાં પ્રકટ રીતે ત્યાગ કરવાનું દેખાતું નથી, તેમ કવિયોગેશ્વરના વચનમાં પણ આકાશ, વાયુ, જલ, પવન વિગેરેને નમવાનું લખ્યું છે, ત્યાં પણ જ્ઞાનમિશ્ર ભક્તિની પ્રશસા જણાય છે, ત્યારે શુદ્ધ ભક્તિમાર્ગીય ત્યાગની પ્રશંસા એ બંને જગ્યાએ છે એમ કેમ કહેવાય? ત્યાં કાંઈ શુદ્ધ ભક્તિમાર્ગીય ત્યાગ દેખાતો નથી. આ શંકાનું સમાધાન कौण्डिन्यो એ શ્લોકથી કરે છે. કૌણ્ડિન્ય ઋષિની એવી આખ્યાયિકા છે કે તેમણે અનતનો દોરો અગ્નિમાં નાંખ્યો હતો, તે અપરાધ થતા તેમને દરિદ્રતા પ્રાપ્ત થઈ, ત્યારે પોતાની સ્ત્રી શીલાના વાક્યથી અનતના અપરાધથી દારિદ્ર પ્રાપ્ત થયું છે એમ જાણીને વૈરાગ્ય પામીને અનંતનું ધ્યાન કરવા માંડ્યું. મને અનંતના દર્શન ક્યાં થશે એમ આશા કરતાં ઘરથી વનમાં નીકળી ગયા, નિરશન વ્રત શરુ કર્યું, બ્રહ્મચર્ય પાળવા માંડ્યું, હરિનો જપ કરવા માંડ્યો. નિર્જન વનમાં આંબા વિગેરે ઝાડોને, ગાયો વિગેરે પશુઓને પૂછવા માંડ્યું કે તમે અનંતને દીઠા છે? તે સર્વે એ કહ્યું કે અમે અનંતને દીઠા નથી. તે સાંભળી વિહ્વલ થઈ, જીવવાની આશા છોડી દઈ લાંબો ઉષ્ણ નિઃશ્વાસ મુકી પૃથ્વીપર પડ્યા, પછી કેટલાક સમય પછી ભાન આવ્યું ત્યારે હે અનંત, હે અનંત, એમ બોલતા બોલતા તેજ ક્ષણે અત્યંત વૈરાગ્યયુક્ત થયા. ત્યારે અનંતદેવે કૃપા કરી વૃદ્ધ બ્રાહ્મણને રૂપે પ્રત્યક્ષ થઈ 'અહીં આવ' એમ કહી પાતાળમાં પ્રવેશ કરી, કૌણ્ડિન્યને જમણે હાથે ઝાલી પોતાની નગરી બતાવી. અને ત્યાં દિવ્ય સિંહાસનપર પોતાના આયુધ, ગરુડ વિગેરેથી શોભી રહેલા પોતાના આત્માનું દર્શન કરાવ્યું. તેમનું દર્શન કરી અત્યંત હર્ષથી પ્રણામ કરતા કૌણ્ડિન્ય ઋષિ નીચેના બે શ્લોક બોલ્યાઃ—

पापोऽहं पापकर्माहं पापात्मा पापसम्भवः ।
त्राहि मां पुण्डरीकाक्ष शरणं मे भवाच्युत ॥
अद्य मे सफलं जन्म जीवितं च सुजीवितम् ।
यत्पादाब्जयुगाम्भोजे मन्मूर्द्धा भ्रमरायते ॥

પાપથી જ મારી ઉત્પત્તિ છે; હે
**અર્થ**—હું પાપી છું, પાપકર્મ કરનાર છું, પાપાત્મા છું, આજે મારો જન્મ સફલ થયો,
કમલનયન પ્રભુ, મને તારો; હે અચ્યુત, મને શરણ આપો. મારુ મસ્તક ભ્રમરની માફક
મારુ જીવતર સૌભાગ્યવાળુ થયું, કે જેથી તમારા ચરણારવિંદમાં સનાતન ધર્મ અને વિષ્ણુલોકપ્રાપ્તિ
લાગી રહ્યુ છે. અનંત ભગવાને તેમને દારિદ્રનો નાશ, ભગવાને યુધિષ્ઠિરને કહી છે. આ
એવું વરદાન આપ્યું. આ કથા ભવિષ્યોત્તરપુરાણમાં વિનાનો, ફલ સિદ્ધ કરવામાં
સન્યાસ, સ્ત્રીવિગેરેથી થતાં બંધન નહિ હોવાથી સન્યાસના વેશ પ્રભુનું ધ્યાન કરે તે પ્રભુનો સાક્ષાત્કાર
બીજા સાધનોની અપેક્ષા વિનાનો, પ્રસન્ન કરવા માટે જે છે એમ સિદ્ધ થાય છે. આમ હોવાથી
કરાવનાર, કાંઈ પણ વિધિ વિનાનો, શુદ્ધ ભક્તિમાર્ગીય અહીં કહ્યુ છે કે 'આવી રીતેજ પરિભ્રમણ
વેદસ્તુતિના શ્રીસુબોધિનીમા એકદા નારદો લોકાન્
કરવું, કે જેવી રીતે કૌણ્ડિન્યે કર્યું હતુ.'

શ્રીગોપીજનોએ તો ફલપ્રકરણમાં ભગવાનની પ્રાપ્તિમાટે સર્વપરિત્યાગ કર્યો છે એમ
પ્રથમ કહ્યું છે, ત્યારપછી ભગવાનની સાથે રાસ કર્યો ત્યારે તેમને સૌભાગ્યમદ થયો કે અમારા
જેવા સૌભાગ્યવાળા પૃથ્વીપર કોઇ નથી કે જેની સાથે સાક્ષાત્ પૂર્ણ પુરુષોત્તમ ક્રીડા કરે.
પછી થયું માન, એટલે ભગવાન્ તિરોહિત થયા. એટલે શ્રીગોપીજન ભગવાન્‌ને શોધવા
લાગ્યા, પણ દર્શન થયાં નહિ. તેથી પ્રસન્ન કરવામાટે ગાન કર્યું, અને અંતે કોઇપણ
સાધનથી ભગવાન્ પ્રાપ્ત થયા નહિ ત્યારે દીન થઈ રુદન કર્યું, એટલે તરત ભગવાન્ પ્રકટ થયા.
પછી શ્રીગોપીજને કરેલા ત્યાગની ભગવાને પ્રશંસા કરી, ત્યારપછી તેમને લીલાનો અનુભવ થયો.
ત્યા પણ સન્યાસનો વેશ વિગેરે નહિ હતો, અને ફલ સિદ્ધ થતા સુધીનુ ત્યાગનું સ્વરૂપ દર્શાવ્યું
છે. તેથી એવી રીતના ત્યાગના પ્રવર્તાવનાર કૌણ્ડિન્યઋષિ અને શ્રીગોપીજનો જ હોવાથી
ભક્તિમાર્ગીય સન્યાસના ગુરુ તેઓ જ છે, અને એમ જ શાસ્ત્રમાં પ્રસિદ્ધ છે. 'મારે માટે જ લોક
વેદ અને સબંધીઓનો તમે ત્યાગ કર્યો છે, માટે તમારા ચિત્તની વૃત્તિ મારામાં રહેવા માટે
જ હું તિરોહિત થયો હતો, પણ પરોક્ષમાં તો તમારું ભજન જ કરતો હતો' વિગેરે શ્લોકોથી
ભગવાને શ્રીગોપીજને કરેલા ત્યાગની પ્રશંસા કરી છે, અને એકાદશ સ્કંધમાં ભગવાને ત્યાગની
પ્રશંસાનાં વાક્યો કહ્યા તે પણ આવા ત્યાગની આરંભાવસ્થાસૂચક હોવાથી તેમનું તાત્પર્ય
પણ આવી રીતના ત્યાગની પ્રશંસામાં જ છે; કેમકે ત્યાં પણ બારમા અધ્યાયમાં કહ્યું છે કે
'બલદેવજીની સાથે અક્રૂર મને મથુરા લઇ ગયા ત્યારે મારામાં અનુરક્ત ચિત્તવાળાં ગોપીજનો
વિગાઢ ભાવથી મારા વિયોગની તીવ્ર પીડા થતાં બીજા કશામાં સુખ જોઈ શક્યા નહિ.
વૃંદાવનમાં મળેલા પ્રેષ્ઠતમ એવા મારી સાથે જે જે રાત્રિઓ અર્ધ ક્ષણ જેવી ગાળી હતી
તેજ રાત્રિઓ મારાવિના તેમને કલ્પસમાન થઇ પડી. જેમ સમાધિમાં મુનીઓ પોતાના
સ્વરૂપને, આ લોકને કે પરલોકને જાણતા નથી, જેમ સમુદ્રમાં મળેલી નદીઓ પોતાના
નામરૂપને જાણતી નથી, તેમ મારામા સ્નેહવડે બંધાયલી બુદ્ધિવાળાં ગોપીજન પોતાના
આત્મા, આ જગત્ કે પરલોકને જાણી શક્યા નહિ.' અહીં શ્રીગોપીજને કરેલા સાધનની
પ્રશંસા કરી, ત્યારે ઉદ્ધવજીને તેના અર્થમાં સંદેહ થતાં આગળ કેટલોક પ્રસંગ કહી સંન્યાસનું
નિરૂપણ કર્યું છે. એમ કરવું યોગ્ય જ છે, કેમકે જેનો આરંભ પ્રશંસાપાત્ર છે, તેની પરમ
કાષ્ઠા પણ પ્રશંસનીય હોવી જોઈએ. માટે અષ્ટાદશ અધ્યાયમાં ભગવાને જે ત્યાગની પ્રશંસા
કરી છે તે આવી રીતના ત્યાગની જ કરી છે એમ સમજવું. અહીં કૌણ્ડિન્ય ઋષિને ગુરુ
તરીકે કહ્યા છે તે નિષ્કામ ભક્ત ઘણા પ્રકારના હોવાથી તેમણે કરેલા પરિત્યાગને માટે સમ-
જવુ; કેમકે શ્રીગોપીજનોએ કરેલા ત્યાગની પ્રશંસા જેવી શાસ્ત્રમાં લખી છે તેવી કૌણ્ડિન્ય

—

ઋષિએ કરેલા ત્યાગની પ્રશંસા શાસ્ત્રમાં જણાતી નથી; તેમ વિરહપછી ભગવાન્‌નો અનુભવ થાય છે તે બતાવવા માટે જ કૌણ્ડિન્યનું નામ મૂલમાં કહ્યું છે. આમ હોવાથી જે જે પુરુષ જેવી જેવી ભક્તિવાળો ત્યાગ કરવાની ઇચ્છા કરે છે, તે તે પુરુષને તેવા તેવા ભક્તો જ આવી અવસ્થાવાળા ગુરુ છે. એકાદશ સ્કંધમાં ભગવાન્ અને ઉદ્ધવજીનો સંવાદ સમાપ્ત થયો પછી શ્રીઉદ્ધવે પૂછ્યુ કે જલદી સિદ્ધિ કેમ પ્રાપ્ત થાય, તેના ઉત્તરમાં ભગવાને કહ્યુ કે દેવતા, અસુર અને મનુષ્યોમાં મારા ભક્તોએ જે આચરણ કર્યાં હોય તેનું આચરણ કરવું; અહીં પણ અનાયાસે સિદ્ધિ થવામાટે ભક્તના આચરણનો આશ્રય કરવાનો જ ભગવાને ઉપદેશ કર્યો છે. શ્રીગોપીજન અને કૌણ્ડિન્યને ગુરુ કહ્યા છે તે પોતાના આચરણથી ભક્તિમાર્ગીય ત્યાગની પ્રવૃત્તિ થવાના કારણરૂપ હોવાથી દત્તાત્રેયે જેમ પૃથ્વિ વિગેરે ચોવીશ ગુરુ કર્યાં હતા તેવી રીતે સમજવું, એવા આશયથી કહે છે કે તેમણે કરેલું સાધન તેજ સાધન. આથી ઉપદેશની પણ અપેક્ષા અહીં રહેતી નથી એમ સૂચવ્યું. આવા ત્યાગ કરનારાઓએ કરેલાં વિરહપછીનાં સાધનો ઘણાં છે, તે સર્વે કરવાં કે કોઇ એક કરવું, એ જાણવાની અપેક્ષા થાય તો કહે છે કે તે સર્વે સાધનોના કારણરૂપ પ્રથમ મૂલ સાધન જે અવશ્ય કરવું જોઇએ તેજ ઇષ્ટ છે. તે ભાવનાથી સિદ્ધ થયલો ભાવ છે. ભગવાન્‌માં અત્યંત રતિ તેનું નામ ભાવ. શાસ્ત્રમાં કહ્યું છે કે દેવાદિવિષયક જે રતિ તે ભાવ કહેવાય. તે ભાવ પણ સ્વતઃસિદ્ધ અહીં અપેક્ષિત નથી, કેમકે તે તો સ્વાભાવિક થઇ જાય; પણ ભાવનાથી એટલે નિરંતર ચિંતનથી સિદ્ધ થયલો ભાવ હોવો જોઇએ, કેમકે તેવો ભાવ હોય તેજ સાક્ષાત્કારરૂપ ફલ સિદ્ધ કરેછે. બીજા સાધનોથી ભગવાનનો સાક્ષાત્કાર થતો નથી એમ કૌણ્ડિન્ય ઋષિ અને શ્રીગોપીજનના આખ્યાનમાં સિદ્ધ છે. માટે એવો ભાવ તેજ સાધન, બીજું ભગવાનને શોધવું વિગેરે સાધન ઇષ્ટ નથી.

શોધવું વિગેરે પણ કૌણ્ડિન્ય ઋષિ અને ગોપીજને કરેલું છે, માટે તે સાધન શામાટે ન કરવું? સમાધાન—વિકલત્વ અને અસ્વાસ્થ્ય પ્રકૃતિ થઇ જાય છે. જડ અને વૃક્ષવિગેરે અયોગ્યને પ્રશ્ન કરવા એ વિકલત્વ, પોતાની પ્રકૃતિવડે યથાર્થ સ્થિતિ ન રહેવી તે અસ્વાસ્થ્ય. આ બને વિરહાવસ્થાનો સ્વભાવ છે, કેમકે તે પ્રકૃતિસંબંધી એટલે સ્વસ્થ અવસ્થાથી પ્રાપ્ત થતું જણાતું નથી. જો પોતાની સ્વસ્થ અવસ્થાથી થતું હોય તો સાધનતરીકે તેનો સ્વીકાર થાય, પણ સ્વસ્થ નહિ પણ વિરહાવસ્થાથી પ્રાપ્ત થતું હોવાથી તે સાધન ગણાય નહિ.

ત્યારે એકાદશ સ્કન્ધમાં *શૃણ્વન્સુભદ્રાણિ* વિગેરે કવિયોગેશ્વરે કહેલા ત્રણ શ્લોકમાં ભગવાનના જન્મ, કર્મ, શ્રવણ, કીર્તન, ગાનવિગેરે અને સર્વ ભગવાન્‌નું શરીર છે એવું જ્ઞાન એ સર્વે સ્વસ્થ અવસ્થાના ધર્મો છે, અને અહીં કહેલા ધર્મો તેના જેવા જ છે માટે તે સાધન તરીકે ઇષ્ટ ગણાવા જોઈએ? ઉત્તરઃ—સર્વ ભગવાનનું શરીર છે એવું જ્ઞાન, અને શ્રવણ, કીર્તન, ગાન એ ભગવાનના ગુણો પણ આવી રીતના વિરહભાવથી જે પુરુષ વ્યાપ્ત હોય તેના અંતઃકરણમાં રહેલા વિરહભાવનો નાશ કરનાર થાય છે. તે શુકદેવજી વિગેરેમાં અને ભગવાન્ જ્યારે મથુરા પધાર્યા, ત્યારે ભગવાનના વિયોગમાં જે ગોપીજનો શોકરહિત રહ્યા તેમાં જોવામાં આવ્યું છે. માટે એ જ્ઞાન અને ભગવદ્‌ગુણો સાધન તરીકે સ્વીકારી શકાતાં નથી.

સર્વ ભગવદ્રૂપ છે એવું જ્ઞાન બ્રહ્મનો સાક્ષાત્કાર કરનારું છે, અને ભગવાનના ગુણો મોક્ષાનુભવરૂપ ફલ સિદ્ધ કરનારા છે, કેમકે દશમ સ્કંધમાં કહ્યું છે કે ભગવાન્ જ્યારે ગોકુળથી મથુરા પધાર્યા, ત્યારે શ્રીગોપીજનોએ પ્રિય ભગવાનનાં ચરિત્રોનું ગાન કરતાં શોકરહિત થઇને

દિવસો ગાળ્યા.' માટે વિરહાનુભવના સ્વરૂપનો 'બાધ આવે તો પણ શું દોષ? આવી શંકા થાય તો પ્રથમ જ્ઞાન અને વિરહભાવના ફલમાં તારતમ્ય દર્શાવતાં કહે છે કે જ્ઞાનથી સત્યલોકમાં સ્થિતિ થાય છે, અને જેને ભાવનારૂપ સાધન છે તેને ફલ પણ તેવું જ થાય છે. જેણે સંન્યાસ લીધો છે, તેને સર્વત્ર બ્રહ્મ છે એવું પરોક્ષ જ્ઞાન થાય તો તે જ્ઞાનથી બ્રહ્માના લોકમાં સ્થિતિરૂપ ફલ થાય છે. તે માટે તૈત્તિરીય શ્રુતિમાં કહ્યું છે કેઃ—

**वेदान्तविज्ञानसुनिश्चितार्थाः सन्न्यासयोगाद्यतयः शुद्धसत्त्वाः ।**
**ते ब्रह्मलोके तु परान्तकाले परामृतात् परिमुच्यन्ति सर्वे ॥**

અર્થ—વેદાન્તવિજ્ઞાનથી જેઓને અર્થ સુનિશ્ચિત છે, અને સંન્યાસયોગથી જેઓ શુદ્ધ-સત્ત્વ થયા હોય છે એવા સંન્યાસીઓ બ્રહ્મલોકમાં જાય છે, અને બ્રહ્માનો મોક્ષ થાય છે ત્યારે તે સર્વે આત્યંતિક મોક્ષ પામે છે.

આ શ્રુતિમાં વેદાન્તના વિષયમાં પરોક્ષ જ્ઞાન જેને નિશ્ચિત થયું છે એવા સંન્યાસીઓને અંતઃકરણ શુદ્ધ થવાથી બ્રહ્માની મુક્તિસમયે પરામૃતની પ્રાપ્તિ અને મુક્તિ કહી છે. છાંદોગ્યમાં તો મરણ પછી તરત જ ભાવનાને અનુસાર પારલૌકિક તાત્કાલિક ફલ કહ્યું છે. માટે જે પુરુષમાં ભાવનારૂપ સાધન છે, તેને ફલ પણ તેવું જ થાય છે. નવમા શ્લોકમાં જ લખ્યો છે તે નિશ્ચયાર્થમાં છે. એ રીતે જ્ઞાનમાર્ગના સંન્યાસમાં ફલભેદ અને મોક્ષપ્રાપ્તિમાં કાલવિલમ્બ એ બે હોય છે.

ગીતામાં કહ્યું છે કે 'હે અર્જુન, જેમ પ્રદીપ્ત થયેલો અગ્નિ કાષ્ઠને ભસ્મ કરે છે, તેમ જ્ઞાનરૂપ અગ્નિ સર્વ કર્મને ભસ્મ કરે છે.' તેથી પ્રબલ જ્ઞાન થાય ત્યારે કર્મનો નિઃશેષ નાશ થાય છે, એટલે કાલવિલમ્બ ઘટતો નથી. વળી-એકાદશ સ્કન્ધમાં કહ્યું છે કે 'નદી સમુદ્ર હરિનું શરીર છે' એવું જ્ઞાન થતું એ ભગવદ્વિષયક જ્ઞાન છે, માટે ફલભેદ પણ ઘટતો નથી. આમ શંકા થાય તો કહે છે કે એવા સંન્યાસીઓ સત્યલોક વિગેરેમાંજ રહે છે, એમાં સંશય નથી. તાદૃશઃ એટલે પ્રબલ જ્ઞાનવાન્, સત્યલોકાદી એટલે વિદ્યુત્લોક, વરુણલોક, ઇન્દ્ર-લોક કે પ્રજાપતિલોકમાં રહે છે, અને ત્યાં રહેલા ભોગથી પોતાના પ્રારબ્ધને નિવૃત્ત કરે છે. અને આતિવાહિક* વૈદ્યુત પુરુષના આગમનપર્યન્ત પોતાના પ્રારબ્ધને અનુસાર રહે છે. એમાં સંશય નથી. મહાપ્રલયની પ્રતીક્ષા નથી, તોપણ વિદ્યુત્ પુરુષની પ્રતીક્ષા રાખવી પડે છે એમ વ્યાસસૂત્રના આતિવાહિક અધિકરણમાં સિદ્ધ કરેલું છે. તેથી જ્ઞાન પ્રબલ થયું હોય તોપણ એવા સંન્યાસીને કાલનો વિલમ્બ થવામાં સંદેહ નથી જ.

ભાવનાના પક્ષમાં પણ આ દૂષણ તો સરખું જ છે, એવી શંકા થાય તો કહે છે કે અરણિના કાષ્ઠનું પ્રબલ મથન થવાથી જેમ અગ્નિ બહાર પ્રકટ થાય છે, તેમ પ્રબલ ભાવના થવાથી પોતાના આત્માના આત્મા પુરુષોત્તમ બહાર પ્રકટ થઇને અગ્નિની માફક બહાર વ્યાપીને પાછા અંદર જ્યારે પ્રવેશ કરે, તે જ સમયે બહારનો અને અંદરનો સર્વ બંધ નાશ પામે છે, બીજી કોઈ રીતે નાશ પામતો નથી. એ વાત શ્રુતિમાં નીચે પ્રમાણે કહી છેઃ—

* બ્રહ્મસૂત્રના ચોથા અધ્યાયના ત્રીજા પાદના સૂત્ર ૫-૬નું આ અધિકરણ છે. આતિવાહિક એટલે ભગવદ્ધામમાં ભક્તને લઇ જનાર ભગવદીય પુરુષ. વિદ્યુત્ લોકમાં આવીને તે પુરુષ ભક્તને લઇ જાય છે માટે વૈદ્યુત પુરુષ કહેવાય છે. બ્રહ્મધામમાં જવાનો માર્ગ એકજ છે, તેનું નામ દેવયાન. રસ્તામાં અર્ચિલોક, અહર્લોક, સીતપક્ષ, ઉદગયન, સંવત્સર, વાયુલોક, દેવલોક, આદિત્યલોક, ચંદ્રલોક, વિદ્યુત્લોક વરુણલોક, ઇન્દ્રલોક, પ્રજાપતિલોક, એટલા સ્થાન આવે છે. દરેક ભક્તને દરેક સ્થળમાં પ્રારબ્ધભોગ માટે રહેવાનું નથી, પણ જે જીવને જે સ્થાનમાં જેટલો ભોગ ભોગવવાનો હોય તે સ્થાનમાંથી આતિ-વાહિક એટલે ભગવદીય પુરુષ આવીને લઇ જાય છે.

यदा सर्वे प्रलीयन्ते कामा येऽस्य हृदि स्थिताः ।
अथ मर्त्योऽमृतो भवत्यत्र ब्रह्म समश्नुते ॥

અર્થ—જ્યારે તેના હૃદયમાં રહેલા સર્વે કામ નિવૃત્ત થાય છે, ત્યારે મર્ત્ય-મરણશીલ પુરુષ અમૃત-મરણરહિત થાય છે, અને અહીં બ્રહ્મનો અનુભવ કરે છે. એ શ્રુતિનું વ્યાખ્યાન કરતાં વ્યાસસૂત્રના ચતુર્થાધ્યાયના દ્વિતીય પાદના वाद्धमनसि दर्शनात् એ સૂત્રમાં કહ્યું છે કે પુષ્ટિમાર્ગીય જીવની સદ્યોમુક્તિસમયે તેના દેહ ઇંદ્રિય વિગેરે ભગવાનમાં લય પામે છે અને મર્યાદામાર્ગીય જીવ તથા પ્રાવાહિક જીવના દેહ ઇંદ્રિય ભૂતોમાં લય પામે છે અને અંતર્ગૃહગતા ગોપિકાઓમાં વિરહભાવનાથી ગુણમય દેહની નિવૃત્તિ થઇને અલૌકિક દેહની પ્રાપ્તિ થઈ એ વાત સિદ્ધ છે, તેથી ભાવના અને જ્ઞાન તુલ્ય કહી શકાય નહિ. ( જેમ કાષ્ટમાં અગ્નિ વ્યાપ્ત છે તેમ સર્વત્ર આત્મા વ્યાપ્ત છે, એવા જ્ઞાનમાત્રથી આત્માનો અનુભવ થતો નથી. કાષ્ટમથનથી જેમ અગ્નિ પ્રકટ થાય તેમ વિરહભાવનાથી પ્રભુ પ્રકટ થાય એ ભાવનાની અધિકતા ). માટે જ્ઞાન ફલમાં વિલંબ કરનાર હોવાથી સાધન તરીકે ઇષ્ટ નથી. આથી શુદ્ધ ભક્તિમાર્ગીય ત્યાગમાં જ્ઞાનમિશ્ર પક્ષનું પણ નિવારણ કર્યું.

જ્ઞાન સાધન તરીકે ઇષ્ટ નથી તો ગુણો ( પ્રભુના ગુણગાન ) ફલના સાધનમાં ઇષ્ટ નથી ? આ શંકાના ઉત્તરમાં કહે છે કે પ્રભુનો સંગ નહિ હોવાથી પ્રભુના ગુણો તેવી ભાવનાવાળાઓનું જીવન ટકાવી રાખવાને ઉપયોગી થાય છે. તુ શંકા નિરસ્ત કરવા મુક્યો છે. ભાવનાથી સિદ્ધ થયલો ભાવ પ્રબલ નહિ હોવાથી ભગવાન્ બહાર પ્રકટ ન થાય, ત્યારે પ્રભુનો સંગ ન થાય, અને વિરહની વૃદ્ધિ થાય, તે સમયે જીવન રહે નહિ, તે ટકાવી રાખવાને શ્રવણ કીર્તન કરવા યોગ્ય પ્રભુના ગુણો ઉપયોગમાં આવે છે. हि નિશ્ચયાર્થમાં વાપર્યો છે. આ વાત विशोका अहनि निर्प्युर्गायन्त्य. मियचेष्टितम् અને तव कथामृतं तप्तजीवनम् એ વાક્યોમાં સિદ્ધ છે. તેથી મધ્યમ અધિકારમાં ફલનો વિલમ્બ થાય ત્યાં ગુણો ઉપયોગમાં આવે છે. મુખ્ય અધિકારમાં તો ગુણો પણ સાધનમાં ઇષ્ટ નથી. એપ્રમાણે ગાન કરવાયોગ્ય ગુણો પણ બાધક છે તો ભગવાન્—જેના ગુણોની ભાવના ભક્ત કરે છે તે-પણ વિલમ્બ કરાવનાર હોવાથી એ ભાવમાં બાધક કેમ ન ગણાય ? આ શંકાના ઉત્તરમાં કહે છે કે ભગવાન્ તો ફલરૂપ છે, તેથી ભક્તિમાર્ગમાં બાધક ગણાય નહિ. ભગવાન્ ફલરૂપ હોવાથી ભગવાન્ પ્રાપ્ત થયા એટલે સાધનનું ફલ પ્રાપ્ત થયું, માટે સાધનાવસ્થાની નિવૃત્તિ કરે તો પણ ફલરૂપ પ્રભુ બાધક કહેવાય નહિ.

આથી એમ સિદ્ધ થયું કે જે ભક્તોમાં ભગવાન્ બહાર પ્રકટ થયા પછી અંદર પ્રવેશ કરે છે તેની સદ્યોમુક્તિ થાય છે, જે ભક્તોને ભગવાનનું બહાર પ્રાકટ્ય છે, પણ અંતઃપ્રવેશ નથી, તે ભક્તોને અહીંજ લીલાનો અનુભવ થાય છે, આવી મુખ્ય ભક્તોમાં પણ વ્યવસ્થા છે, તેથી ત્યાં પણ કોઇ જાતનો વિરોધ નથી.

જો ભગવાન્ ફલરૂપ હોવાથી બાધક નથી, તો ફલરૂપ હોવાથી જેમ વિજન વનમાં નારદજીને દર્શન આપીને ભગવાન્ તિરોહિત થયા ત્યારે નારદજી ફરીથી દર્શનમાટે પ્રયત્ન કરવા લાગ્યા, તે વખતે આકાશવાણીથી તેમને આજ્ઞા થઈ કે 'આ નિંદિત લોકને છોડીને મારો પાર્ષદ તું થશે' આવું સ્વસ્થતા સૂચક વાક્ય કહ્યું, અને તેમનું સ્વાસ્થ્ય કર્યું, એ પ્રમાણે અહીં ભગવાન્ સ્વાસ્થ્યવાક્ય કેમ કહેતા નથી ? સ્વાસ્થ્ય કેમ કરતા નથી ? આ શંકાનો ઉત્તર આપે છે.— સ્વાસ્થ્યસહિત વાક્ય ભગવાન્ કહે તે યોગ્ય નથી, કેમકે ભગવાન્ દયાળુ

મલ પકત્ર થયા ન
છે તે વિરુદ્ધ થતા નથી. અહીં આ આશય છે. નારદજીના અંતઃકરણના તિરોહિત રહીને જ વાક્ય
હતા, પણ તેમનો ભાવ શુદ્ધ હતો, તેથી તેમને સ્વાસ્થ્ય થવા માટે ગોપિકાઓના બધ
કહ્યું અને સ્વસ્થતા કરી, અહીં શુદ્ધ ભક્તિમાર્ગમાં તો જેમ અંતર્ગૃહગતા થયા હોય તો
નાશ કર્યો તેમ તત્કાલ ભક્તના બંધ નાશ કરવાના છે, તે બંધ પ્રારબ્ધથી વિગેરેથી
ભગવદ્વિરહથી થતા તીવ્ર તાપથી પાપની અને ભગવદાવિર્ભાવથી થતા આશ્લેષસુખ ભાવવાળાને
પુણ્યની નિવૃત્તિ કરવી જોઇએ, કેમકે જો ભાવ એવો ઉત્કટ હોય છે. જો એવા પણ ભગ-
પણ ભગવાન્ વાક્ય કહે અને સ્વાસ્થ્ય કરે, તો તેની સદ્યોમુક્તિમાં વિરોધ આવે. દયાલુને અટકાવે છે,
વાન્ દયાલુ હોવાથી તેમ કરતા નથી. એટલે સ્વાસ્થ્યવાક્ય કરવું તેજ શીઘ્ર બાધનિવૃત્તિ
પણ પોતે દયાલુ હોવાથી વિરુદ્ધ થતા નથી. તેથી પરમ કૃપાવડે પોતેજ યોગ્ય નથી.
કરવાની ઇચ્છાથી સ્વાસ્થ્ય અને વાક્ય બને કરતા નથી, કેમકે તે 'જે ગદ્ગદ કંઠ
જો એમ છે, તો એકાદશ સ્કંધમાં ત્યાગની પ્રશંસા કરતાં કહ્યું છે કે હાસ્ય કરે છે, એવો
થઈ જાય છે, જેનું ચિત્ત દ્રવે છે, વિરહથી રુદન કરે છે, આવિર્ભાવથી નથી? (કરેછે).
મારી ભક્તિવાળો પુરુષ ભુવનને પાવન કરે છે', એવાઓને સ્વસ્થતા કરતા દુર્લભ છે. તેનું
આના ઉત્તરમાં કહે છે કે આ સદ્યોમુક્તિ કરાવનાર ત્યાગ એવાઓને પણ એકાદશ
કારણ એ છે કે તે પ્રેમથી જ સિદ્ધ થાય છે, બીજી કોઇ રીતે સિદ્ધ થતો નથી. પુષ્ટિમિશ્ર
સ્કંધમાં કહેલા પણ જોકે પરમ ભક્ત છે, તોપણ તેમાંના કેટલાક સર્વજ્ઞ હોવાથી પ્રેમપ્લુત નથી,
છે. કેટલાક ગુણજ્ઞ હોવાથી મર્યાદામિશ્ર છે, પણ શુદ્ધ પુષ્ટ નથી, સર્વદા તેમને ભગવાન્
સ્વરૂપમાત્રપરાયણ નથી. માટે તેવો સદ્યોમુક્તિનો અધિકાર નહિ હોવાથી શ્રીગોપીજન એમ
સ્વાસ્થ્યવાક્ય કરે છે. આ પ્રમાણે અહીં ભક્તિમાર્ગીય ત્યાગમાં કૌણ્ડિન્ય અને અવસ્થાભેદ વિગેરેનું
બે ગુરુ કહ્યાં, તેમજ ફલવિલમ્બ અને વિઘ્ન તાત્કાલિક ફલ કહ્યાં, તેથી મર્યાદામાર્ગના ગુરુ
સૂચન કર્યું એટલે અધિકારી જૂદા જૂદા થયા, અને ત્રણ પ્રકાર થયા. મિશ્ર ભક્તને ફલવિલમ્બ,
કૌણ્ડિન્ય ઋષિ, પુષ્ટિમાર્ગના શ્રીગોપિકાઃ પુષ્ટિમાર્ગીય ભક્તોમાં પણ નિરૂપણ કર્યું, અને
અને શુદ્ધ ભક્તને સદ્યોમુક્તિ. ભક્તિમાર્ગીય ત્યાગના સ્વરૂપનું પરિકરસહિત સિદ્ધ કર્યું.
જૂદા જૂદા પ્રકારના પ્રેમના ભેદ તેવા તેવા જૂદા જૂદા અધિકાર સંપાદન કરે છે એમ પ્રશંસા કરી છે

હવે એવી શંકા કરવામાં આવેછે કે એકાદશ સ્કંધમાં ભગવાને ત્યાગની ત્યાગ કરવાનો
તે ત્યાગ ભક્તિની પરમ કાષ્ઠારૂપ આ દુર્લભ પરિત્યાગ છે, અને પ્રારંભમાં જે અને તેમાં
છે તે તો વિલમ્બથી ફલ આપે છે, તેથી તે જ્ઞાનમાર્ગીય ત્યાગની બરોબર છે, કરવામાં આવ્યો
કાંઈ વિશેષ નથી, તેમ ભક્તિમાર્ગીય આરંભદશાના ત્યાગનો વિચાર પણ જોઇએ, ભક્તિ-
નથી, માટે તેને છોડીને સર્વ સ્થલે વિચારેલો જ્ઞાનમાર્ગીય ત્યાગ જ કરવો ભક્તિમાર્ગીય ત્યાગની
માર્ગીય ત્યાગનો વિચાર કરવાથી શું ફલ? એના સમાધાનમાં કહે છે કે અતિ વિલમ્બ કરવા-
આરંભ દશામાં નિર્વિઘ્નપણું છે અને જ્ઞાનમાર્ગીય ત્યાગ સવિઘ્ન છે અને
વાળો છે, તે દર્શાવવાને કહે છે કેઃ—

विचारितः ॥ १४ ॥
ज्ञानमार्गे तु संन्यासो द्विविधोपि
ज्ञानार्थमुत्तराङ्गं च सिद्धिर्जन्मशतैः परम् ।
ज्ञानं च साधनापेक्षं यज्ञादिश्रवणान्मतम् ॥ १५ ॥
अतः कलौ स संन्यासः पश्चात्तापाय नान्यथा ।
पाषण्डित्वं भवेच्चापि तस्माज्ज्ञाने न संन्यसेत् ॥ १६ ॥

सुतरा कलिदोषाणा प्रबलत्वादिति स्थितम् ।

**सान्वयपदार्थः**—ज्ञानमार्गे જ્ઞાનમાર્ગમાં तु તો संन्यासः સંન્યાસ द्विविधः બે પ્રકારનો अपि પણ विचारितः વિચાર કરેલો છે. ज्ञानार्थं જ્ઞાનનેમાટે उत्तरांगं છેલ્લું અંગ च અને; परं પરંતુ सिद्धिः સિદ્ધિ जन्मशतैः સેંકડો જન્મ થાય ત્યારે ज्ञानं જ્ઞાન च અને साधनापेक्षं સાધનની અપેક્ષાવાળું यज्ञादिश्रवणात् યજ્ઞ વિગેરે કરવાં એવું શ્રુતિમાં કહ્યું છે તેથી मतं માન્યું છે अतः તેથી कलौ કલિયુગમાં स તે संन्यासः સન્યાસ पश्चात्ताप પશ્ચાત્તાપ કરાવે છે अन्यथा બીજા પ્રકારનો પણ એટલે વિવિદિષા न યોગ્ય નથી च અને अपि વળી पाषण्डित्वं પાખંડીપણું भवेत् થાય तस्मात् તેથી ज्ञाने જ્ઞાનમાર્ગમાં न નહિ संन्यसेत् સન્યાસ કરવો. कलिदोषाणां કલિના દોષોનું प्रबलत्वात् પ્રબલપણું હોવાથી सुतरां વિશેષે કરીને इति એ પ્રમાણે स्थितम् નિર્ણય કરેલો છે.

**શ્લોકાર્થઃ**—જ્ઞાનમાર્ગમાં તો બંને પ્રકારના સન્યાસનો વિચાર કરેલો છે, એક જ્ઞાનને માટે એટલે વિવિદિષા અને ઉત્તરાંગ સિદ્ધ થાય એવો વિદ્વત્ સંન્યાસ; પણ સેંકડો જન્મે તેની સિદ્ધિ થાય છે. અને જ્ઞાનને સાધનની અપેક્ષા રહે છે, નિષ્કામ પુરુષો પણ યજ્ઞ કરે છે એમ શ્રુતિમાં કહ્યું છે તેથી એમ માનવામાં આવે છે. માટે કલિયુગમાં તે સંન્યાસ પશ્ચાત્તાપ કરાવે છે, અન્ય પ્રકારનો એટલે વિવિદિષા સંન્યાસ પણ ઉપયોગી નથી. અને વળી પાખંડીપણું પણ થાય, માટે જ્ઞાનમાર્ગીય સંન્યાસ કરવો નહિ. તેમાં કલિદોષના પ્રબલપણાને લીધે તો વિશેષે કરીને ન જ કરવો એવો નિર્ણય છે.

तु પૂર્વે કહેલી શંકાનો નિરાસ કરે છે. જ્ઞાન એજ માર્ગ એટલે જ્ઞાનમાર્ગ તેમાં બે પ્રકારનો સંન્યાસ જ્ઞાનને માટે અને ઉત્તરાંગ સિદ્ધ થાય તેમ વિચારેલો છે.*

* બ્રહ્મસૂત્રના ત્રીજા અધ્યાયના ચતુર્થપાદના સત્તરમા સૂત્રમાં કહ્યું છે કે ऊर्ध्वरेतःसु च शब्दे हि. આ સૂત્રમાં વિદ્યા પ્રાપ્ત કરવા ઇચ્છનારને જ્ઞાનની ઉત્પત્તિમાટે, અને જ્ઞાન પ્રાપ્ત થયલાને ફલના અનુભવમાં પ્રતિબંધનું નિવારણ કરનાર તરીકે અને અંતરંગ તરીકે સંન્યાસ કરવાનો નિર્ણય કરેલો છે. પણ ભગવાનના સાક્ષાત્કારરૂપ સિદ્ધિ તો સેંકડો જન્મે થાય છે, તરત થતી નથી. ગીતામાં પણ કહ્યું છે કે 'બહુ જન્મને અંતે જ્ઞાનવાન્ આ સર્વ વાસુદેવરૂપ છે એમ સમજી મને પ્રાપ્ત કરે છે, એવો મહાત્મા અત્યંત દુર્લભ છે, એ વાક્યમાં પરોક્ષ જ્ઞાનવાળાને આ સર્વ વાસુદેવરૂપ છે એમ સમજી ભગવત્પ્રાપ્તિ થવાનું બહુ જન્મને અંતે કહ્યું છે. પ્રપત્તિ એટલે અપરોક્ષ જ્ઞાન. તેમાં વિલંબ થવાનું કારણ સમજાવતાં કહે છે કે ઉપરના ગીતાવાક્યમાં કહેલી રીતિથી સાક્ષાત્કાર થવારૂપ જ્ઞાન સાધનની અપેક્ષાવાળું છે, કર્મ, જ્ઞાન કે ભક્તિરૂપ સાધનથી જ તે જ્ઞાન ઉત્પન્ન થાય છે. એનું પ્રમાણ એકે નિષ્કામ પુરુષો પણ યજ્ઞ કરે છે, એમ यथाकामयमान એ શ્રુતિમાં પ્રતિપાદન કરેલું છે. અને એજ બાબતનો વિચાર બ્રહ્મસૂત્રના ત્રીજા અધ્યાયના ચતુર્થ પાદના પચીસમા सर्वापेक्षा च यज्ञादि श्रुतेरश्ववत् એ સૂત્રમાં કરેલો છે. ત્યાં કહ્યું છે કે પુરુષોત્તમની જ્ઞાનની પ્રાપ્તિમાં કર્મ, જ્ઞાન, ભક્તિ, સર્વની અપેક્ષા છે. જેમ દૂર દેશમાં જવાને ઘોડાનો ઉપયોગ છે, તેમ પુરુષોત્તમની જ્ઞાનપ્રાપ્તિમાં કર્મ, જ્ઞાન વિગેરેનો ઉપયોગ છે. માર્ગ કાપવાને જ ઘોડો ઉપયોગી છે, ફલસિદ્ધિમાં નથી, તેમ આધિદૈવિક, આધિદૈવિક પ્રતિબંધ નિવૃત્ત કરવાને કર્મ, જ્ઞાનવિગેરે સાધન છે. ભગવત્પ્રાપ્તિરૂપ ફલમાં તે સાધન નથી.

---

* इत्यादि અને उत्तरां એ બંને ક્રિયાવિશેષણ અવ્યય છે.

જ્ઞાનપ્રાપ્તિ કેવલ શમદમાદિકથી થતી નથી, કિન્તુ જેવો આશ્રમ હોય તે આશ્રમના
કર્મો પણ શમદમાદિની સાથે અપેક્ષિત છે, એમ વ્યાસસૂત્રના ત્રીજા અધ્યાયના ચોથા પાદના
બત્રીસમા સૂત્રમાં કહ્યું છે. માટે દેશ, કાલ, દ્રવ્યાદિ સાધન બરોબર ન હોય તો વર્ણાશ્રમના
કર્મો બરોબર થતાં નથી, તેથી કેવલ શમદમાદિથી જ્ઞાનનો ઉદય થતો નથી. તેથી વિવિદિષા
સંન્યાસ જ્ઞાનપ્રાપ્તિને માટે કલિયુગમાં પશ્ચાત્તાપકારક થઈ પડે છે, અને પાછળથી ખેદ કરાવેછે.

ત્યારે વિદ્વદ્દશામાં કહેલો સંન્યાસ કરવો એમ કોઈ શંકા કરે તો કહે છે કે બીજા
પ્રકારનો એટલે વિદ્વદ્દશાનો સંન્યાસ કલિયુગમાં તેના સાધનના અસંભવને લીધે કરવા યોગ્ય
નથી. વળી ખેદ માત્ર થાય છે એમ નહિ, કિન્તુ પાખંડીપણું પણ થાય. ભિક્ષા વગેરેની
શુદ્ધિ હોય નહિ, તેથી પાખંડધર્મનો એને સસર્ગ થાય છે. શ્લોકમાં ચ-મુકયો છે, તેથી
મતભંગનો દોષ પ્રાપ્ત થાય છે એમ પણ સમજવું. શ્લોકમાં અપિ શબ્દ કહ્યો છે તેથી
'નૈષ્ઠિક ધર્મમાં આરૂઢ થઈને પછી તેમાંથી જે પડે છે, તે આત્મહાનિ કરનારની શુદ્ધિમાટે
કોઈ પણ પ્રાયશ્ચિત્ત હું જોતો નથી' એ શાંતિપર્વમાં ભીષ્મપિતામહે યુધિષ્ઠિરને કહેલા વાક્યમાં
સૂચવેલા પાતનું ગ્રહણ પણ સમજી લેવું. આથી એટલુ સિદ્ધ થયું કે કલિયુગમાં વિવિદિષા
સન્યાસ ખેદાદિ ઉત્પન્ન કરનારો છે, અને વિદ્વત્સન્યાસ થવો સંભવિત નથી, માટે જ્ઞાનમાર્ગમાં
શાસ્ત્રમાં કહેલો વિધિપૂર્વક સન્યાસ કરવો નહિ. કારણ કે કલિના દોષ પ્રબલ છે. કલિયુગમાં
સંન્યાસનો નિષેધ કરનાર શાસ્ત્રકારોએ જ નિર્ણય કરેલો છે તેથી 'જ્યાંસુધી વેદ પ્રવર્તે છે
ત્યાં સુધી સંન્યાસ કરવો' એ વાક્ય સર્વ સ્થલે લાગુ પડતું નથી.

એ પ્રમાણે અહીં ભગવદાજ્ઞાથી કર્તવ્ય સંન્યાસના વિચારમાં એટલું સિદ્ધ થયું કે
કર્મમાર્ગમાં જૈમિનિના મતમાં સંન્યાસની કર્તવ્યતા નથી, મતાંતરમાં ચાર આશ્રમના પક્ષથી
સન્યાસ કર્તવ્ય છે છતાં કલિકાલને લીધે અકર્તવ્ય છે. ભક્તિમાર્ગમાં કર્તવ્ય કહ્યો છતાં શ્રવ-
ણાદિની સિદ્ધિ માટે કરવામાં સંન્યાસના સ્વરૂપનો અને શ્રવણાદિના ધર્મનો વિરોધ હોવાથી
સન્યાસરૂપે અને શાસ્ત્રમાં કહેલા વિધિપૂર્વક ત્યાગરૂપે અકર્તવ્ય છે, તેમજ સ્નેહના સાધન
માટે કરવામાં પણ દૂષણ છે; પ્રેમ થયા પછી તો વિધિવિનાનો ત્યાગ મુખ્ય અધિકારીને પોતાની
મેળે સિદ્ધ થઈ જાય છે, તેમાં જ્ઞાનની અપેક્ષા નથી. તેમજ મધ્યમ અધિકારીને પણ સમ-
જવું. પણ તેને પ્રારબ્ધપ્રતિબંધને લીધે ફલમાં કાંઈક વિલબ થાય છે. તેવું જ જ્ઞાનમિશ્ર
ભક્તનું પણ સમજવું. જ્ઞાનમાર્ગમાં તો વિવિદિષાદશામાં સંન્યાસનો વિચાર કહેલો છે છતાં
કલિકાલથી થતા દોષનો સંભવ હોવાથી કર્તવ્ય નથી. વિદ્વત્સંન્યાસ તો કલિદોષને લીધે જ્ઞાનનો
જ અસંભવ હોવાથી સંભવતોજ નથી.

હવે પ્રેમની આરભ દશામાં પરિત્યાગનો વિચાર બાકી રહ્યો. તે વિચારવાને પ્રશ્ન કરીને
શંકા કરે છે:—

भक्तिमार्गेऽपि चेद्दोषस्तदा किं कार्यमुच्यते ॥ १७ ॥
अत्रारम्भे न नाशः स्याद् दृष्टान्तस्याप्यभावतः ।
स्वास्थ्यहेतोः परित्यागाद्बाधः केनास्य सम्भवेत् ॥ १८ ॥
हरिरत्र न शक्नोति कर्तुं बाधां कुतोऽपरे ।
अन्यथा मातरो बालान्न स्तन्यैः पुपुषुः क्वचित् ॥ १९ ॥
ज्ञानिनामपि वाक्येन न भक्तं मोहयिष्यति ।
आत्मप्रदः प्रियश्चापि किमर्थं मोहयिष्यति ॥ २० ॥

**तस्मादुक्तप्रकारेण परित्यागो विधीयताम् ।**
**अन्यथा स्त्रस्यते स्वार्थादिति मे निश्चिता मतिः ॥ २१ ॥**

**सान्वयपदार्थः**—भक्तिमार्गे ભક્તિમાર્ગમાં चेत् જો दोषः દોષ तदा તો किं શું कार्यं કરવું? उच्यते કહીએ છીએ. (૧૭) अत्र અહીં आरंभे આરંભમાં नाशः નાશ न નહિ स्यात् થાય. दृष्टान्तस्य દૃષ્ટાન્તનો अपि પણ अभावतः અભાવને લીધે. स्वास्थ्यहेतोः સ્વાસ્થ્યના હેતુને परित्यागात् પરિત્યાગને લીધે केन કોનાથી अस्य આનો बाधः બાધ संभवेत् સંભવે. (૧૮) अत्र અહીં हरिः હરિ बाधां બાધ કરવું કરવાને न નહિ शक्तोति શક્તિમાન થાય कुतः કેવી રીતે अपरे બીજા. अन्यथा જો એમ ન હોય તો मातरः માતાઓ बालान् બાળકોને क्वचित् કોઈપણ સ્થલે स्तन्यैः સ્તનના દૂધથી न નહિ पुपुषुः પોષણ કરે. (૧૯). ज्ञानिनाम् જ્ઞાનીઓના वाक्यात् વાક્યથી अपि પણ मत्कं ભક્તને न નહિ मोहयिष्यति મોહ કરશે. आत्मप्रदः આત્માનું દાન કરનાર प्रियः પ્રિય च અને अपि વળી किमयं કેવી રીતે मोहयिष्यति મોહ કરે. (૨૦). तस्मात् માટે उक्तप्रकारेण ઉપર કહેલા પ્રકારથી परित्यागः સંન્યાસ विधीयताम् કરવો. अन्यथा નહિ તો स्वार्थात् પુરુષાર્થથી स्त्रस्यते નાશ પામે इति એ પ્રમાણે मे મારી मतिः બુદ્ધિ निश्चिता નિશ્ચયવાળી.

**શ્લોકાર્થઃ**—જો ભક્તિમાર્ગમાં પણ પરિત્યાગ કરવામાં કલિ વિગેરેથી પ્રાપ્ત થતો દોષ આવતો હોય તો શું કરવું? કહીએ છીએ. (૧૭). અહીં ભક્તિમાર્ગમાં આરંભ દશામાં પરિત્યાગ કરવામાં નાશ થતો નથી. વળી એવા દૃષ્ટાન્તનો પણ અભાવ છે. સ્વસ્થતા લાવનાર કારણો ભિક્ષા વિગેરે તેનો ત્યાગ કરવાથી પછી બાધ શેનાથી સંભવે? (૧૮) સર્વ દુઃખહર્તા ભગવાન્ પણ આ પરિત્યાગમાં બાધ કરી શકતા નથી, તો પછી કાલવિગેરે તો ક્યાંથી જ? જો એમ થાય તો—જો ભગવાન્ બાધ કરેતો—માતાઓ કોઈપણ સ્થલે બાલકોનું સ્તન્યથી પોષણ જ ન કરે. (૧૯). ज्ञानिनामपि જો માર્કંડેયવાક્યમાં જ્ઞાનીઓને જ માયાકૃત મોહ કહ્યો છે, માયા ભક્તને મોહ કરી શકતી નથી. આ ભક્તે તો સર્વ પ્રભુને સમર્પણ કર્યું છે, અને તે ભગવાન્‌ને પ્રિય છે, તેથી માયા ભક્તને કેવી રીતે મોહ કરી શકે? (૨૦) માટે ભગવાને ઉદ્ધવજીને કહેલા પ્રકારે ભક્તોએ પરિત્યાગ કરવો, જો એમ ન કરે તો સ્વાર્થ-એટલે ભગવદ્વિરહાનુભવ અને ભગવત્પ્રસાદ ગુમાવી બેસે છે, આવી મારી દૃઢ બુદ્ધિ છે. (૨૧)

પ્રેમરૂપ ભક્તિના ઉપાયરૂપ જે પરિત્યાગ છે તેમાં કલિકાલ વિગેરેએ કરેલો દોષ ઉત્પન્ન થાય ત્યારે તેને દૂર કરવાને શું કરવું? સમાધાનમાં કહે છે કે આ પ્રેમભક્તિના આરંભમાં પરિત્યાગ કરવામાં કલિ વિગેરેએ કરેલા દોષથી પોતે જે અવસ્થામાં હોય તેનાથી હીનપણાનો સંભવ થતો નથી. તેનું કારણ કે દૃષ્ટાંતનો જ અભાવ છે.*

એટલે અહીં આરંભમાં નાશનું **અનુમાન** કરીએ તો દૃષ્ટાન્ત મળતું નથી, અને अपि મૂળમાં છે તેથી એમ સૂચન થાય છે કે બીજા દોષ આવે છે. તે અનુમાન નીચેપ્રમાણે કરવું:—

ઉક્ત આરંભદશામાં ગૃહત્યાગકર્તા નાશ પામે છે, તે વખતે ત્યાગ કરવાને લીધે;
જ્યાં જ્યાં આરંભદશામાં ગૃહત્યાગ થાય, ત્યાં ગૃહત્યાગકર્તા નાશ પામે,
પરન્તુ ( અત્ર ) [1]દૃષ્ટાન્તનો અભાવ, હોવાથી ભક્તના નાશનું અનુમાન સિદ્ધ થતું નથી
આ અન્વયવ્યાપ્તિ લીધી; હવે વ્યતિરેક લઈએ.

---

* મૂળમાં नाश શબ્દ છે, તેનો સાતમી વિભક્તિથી વિપરિણામ કરવો. એટલે नाशे दृष्टान्ताभावः—નાશમાં દૃષ્ટાન્ત મળતું નથી

1. કોઈ પણ ભક્તે આરંભમાં સંન્યાસ લીધો હોય અને તેનો નાશ થયો છે એવું દૃષ્ટાન્ત મળતું નહિ હોવાથી ભક્તિમાર્ગના આરંભની અવસ્થામાં સંન્યાસ લીધેલા ભક્તના નાશ-વિષયક અનુમાન સિદ્ધ થતું નથી. કારણ કે દૃષ્ટાન્ત વિના અનુમાનપ્રયોગ સિદ્ધ થતું નહિ

જ્યાં જ્યાં તેવી રીતનો ત્યાગ કર્યા છતાં નાશ થયો ન હોય, ત્યાં ત્યાં ત્યાગકરવાપણું ન હોય.
અત્ર આવી [1]વ્યાપ્તિ જ થઈ શકતી નથી. કેમકે જ્યાં ત્યાગ કરવાપણું હોય, ત્યાં ત્યાગ કરવાનો
ભાવ ન હોય, અને ત્યાગ કરવાપણું ન માનીએ, તો ગૃહસ્થાદિકમાં જ નાશ નથી થતો, એમ
દ્ધ થાય છે, તેથી તેવો ત્યાગ કરનાર જ મળતો નથી. એટલે દૃષ્ટાન્ત જ મળતું નથી.

હવે ભક્તિમાર્ગમાં આરંભદશામાં ત્યાગ કરવાને લીધે અથવા કષાય (મલ) અપક્વ
વાને લીધે, અથવા સંગદોષને લીધે, નાશ થવાનું અનુમાન કરીએ, અને દૃષ્ટાન્ત આપતાં કહીએ
શ્રવણાદિકની સિદ્ધિને માટે ત્યાગ કરનારનો જેમ નાશ થાય છે તેમ—એમ કરી અનુમાન
દ્ધ કરીએ તો તે પણ ઘટતું નથી. કારણ કે નારદજીના પૂર્વજન્મનું દૃષ્ટાન્ત જોઈએ તો તેમણે
ક્તિમાર્ગની આરંભદશામાં ત્યાગ કર્યો હતો, અને તેમના કષાય પક્વ ન હતા, તોપણ તેમનો
ાશ થયો નથી. માટે આરંભદશામાં ત્યાગ કરવાને લીધે, અથવા કષાય અપક્વ હોવાને લીધે
એ બે હેતુ ખોટા છે. સંગદોષના સંભવરૂપ ત્રીજો હેતુ સ્વરૂપાસિદ્ધ ખોટો છે, કેમકે એકાદશ
સ્કંધમાં કહ્યું છે કે 'લજ્જારહિત થઈ ગાન કરે, અને કોઈનો સંગ ન કરતાં ફર્યાં કરે.'

ભક્તિમાર્ગની આરંભદશામાં ત્યાગ કરનાર આરંભદશામાં ત્યાગ કરવાને લીધે નાશ પામતો
નથી, જેમ પૂર્વજન્મમાં નારદજીએ આરંભ દશામાં ત્યાગ કર્યાં છતાં નાશ ન પામ્યા તેમ.
આ પ્રમાણે પ્રત્યનુમાન સિદ્ધ થઈ શકે છે. તેથી ભક્તિમાર્ગની આરંભદશામાં ત્યાગ કરવાથી
નાશ થાય એ કોઈ વાતે સિદ્ધ થતું નથી. નારદજીના દૃષ્ટાન્તથી ભક્તિમાર્ગની આરંભ દશામાં
ત્યાગ કરનાર નાશ પામતો નથી એમ કહ્યું તે પ્રયોજનવિનાનું નથી. નારદજીના પૂર્વજન્મની
કથાના પ્રસંગના વાક્યોથી તેવાઓનો નાશ જ સિદ્ધ થતો નથી. આ હેતુથી જ જો નાશનું
**અનુમાન સિદ્ધ** થાય તો ત્યાં દૃષ્ટાન્તનો જ અભાવ છે તેથી શ્લોકમાં दृष्टान्तस्याप्यभावतः
એમ જુદું પાડી કહ્યું તે યુક્ત છે.

વળી આ ત્યાગ ભગવદ્ધર્મ છે. નિમિરાજાએ કવિ યોગેશ્વરને કહ્યું કે તમે ભગવદ્ધર્મ કહો ત્યારે
કવિયોગેશ્વરે કહ્યું કે 'અવિદ્વાન પુરુષો વિનાપ્રયત્ને ભગવત્પ્રાપ્તિ કરી શકે તેમાટે ભગવાને
જે ઉપાયો કહ્યા છે તે ભગવદ્ધર્મ જાણવા.' એમ ભગવદ્ધર્મનું સામાન્ય લક્ષણ કહીને પછી
કહ્યું કે 'કાયાવડે, વાણીવડે, ઇંદ્રિયોવડે, મનવડે, તેને અનુસરતા સ્વભાવવડે જે કાંઈ પુરુષ
કરે છે તે સર્વ નારાયણ ભગવાનને માટે છે' એમ સમજી ભગવાનને અર્પણ કરવું. આમમાટે
ધર્મો કહેતાં કહ્યું કે 'લાજરહિત થઈ ગાન કરે, અસંગ થઈ ફર્યાં કરે,' અહીં અસંગ વિચ-
રવા રૂપ ત્યાગનું પણ બોધન થાય છે. ભગવદ્ધર્મના આરંભમાં પણ નાશ થતો નથી તે પણ
ભગવાને જ ઉદ્ધવજીને કહ્યું છે કે 'હે ઉદ્ધવ, મારા ધર્મનો ઉપક્રમ (આરંભ) કર્યો હોય તો
તેનો લેશમાત્ર પણ નાશ થતો નથી.' આથી પણ ભક્તિમાર્ગના આરંભમાં ત્યાગ કરે તો પણ
તેમાં નાશ થતો નથી.

આમ હોવાથી શ્રવણાદિકની સિદ્ધિને માટે ત્યાગ કરે તો નાશ કેમ થાય?—આવી
શંકા કરવી નહિ. કેમકે તેવી દશામાં એટલે શ્રવણાદિકની સિદ્ધિને માટે ત્યાગ કરવાની
દશામાં અજ્ઞાનથી ત્યાગ કરેલો હોવાથી તેમાં ભગવદ્ધર્મનો ઉપક્રમ (પ્રારંભ) થતો નથી.
જ્ઞાનથી પ્રારંભ કરાય તેનું નામ ઉપક્રમ એમ કોષમાં કહ્યું છે. માટે જાણીને આરંભ કરે
તેજ ઉપક્રમ કહેવાય. નાશ ભલે ન થાઓ, તો પણ દેહરક્ષાને માટે ભિક્ષાદિકની જરૂર પડે
છે. તેથી ફલમાં વિઘ્ન કરનાર બાધ થાય તો તેનું નિવારણ કેમ થાય? આવી શંકા થાય
તો કહે છે કે પતિત વિનાના ચાર વર્ણમાં ભિક્ષા માગવી તે ત્યાગીને સ્વરક્ષા કરનાર છે,

1. નૈયાયિકો અનુમાનપ્રયોગમાં વ્યાપ્તિ માને છે. વ્યાપ્તિનું સામાન્ય દૃષ્ટાન્ત આ છે:—જ્યાં ધૂમ
હોય ત્યાં અગ્નિ હોય. અગ્નિ અને ધૂમના અવિનાભૂત-નિત્ય સાહચર્યને વ્યાપ્તિ કહે છે.

**तस्मादुक्तप्रकारेण परित्यागो विधीयताम् ।**
**अन्यथा भ्रस्यते स्वार्थादिति मे निश्चिता मतिः ॥ २१ ॥**

**सान्वयपदार्थः**—भक्तिमार्गे ભક્તિમાર્ગમાં चेत् જો दोषः દોષ तदा તો किं શું कार्यम् કરવું? उच्यते કહીએ છીએ. (૧૭) अत्र અહીં आरंभे આરંભમાં नाशः નાશ न નહિ स्यात् થાય. दृष्टान्तस्य દૃષ્ટાન્તનો अपि પણ अभावत અભાવને લીધે. स्वास्थ्यहेतोः સ્વાસ્થ્યના હેતુનો परित्यागान् પરિત્યાગને લીધે केन કોનાથી अस्य આનો बाधः બાધ संभवेत् સંભવે. (૧૮). अत्र અહીં हरिः હરિ बाधां બાધ कर्तुं કરવાને न નહિ शक्नोति શક્તિમાન થાય कुतः કેવી રીતે अपरे બીજા. अन्यथा જો એમ ન હોય તો मातरः માતાઓ बालान् બાળકોને क्वचित् કોઈપણ સ્થળે स्तन्यैः સ્તનના દૂધથી न નહિ पुपुषुः પોષણ કરે. (૧૯). ज्ञानिनाम् જ્ઞાનીઓના वाक्येन વાક્યથી अपि પણ भक्तं ભક્તને न નહિ मोहयिष्यति મોહ કરશે. आत्मप्रदः આત્માનું દાન કરનાર प्रियः પ્રિય च અને अपि વળી किमर्थं કેવી રીતે मोहयिष्यति મોહ કરે. (૨૦). तस्मात् માટે उक्तप्रकारेण ઉપર કહેલા પ્રકારથી परित्यागः સંન્યાસ विधीयताम् કરવો. अन्यथा નહિ તો स्वार्थात् પુરુષાર્થથી भ्रस्यते નાશ પામે इति એ પ્રમાણે मे મારી मतिः બુદ્ધિ निश्चिता નિશ્ચયવાળી.

**श्लोकार्थः**—જો ભક્તિમાર્ગમાં પણ પરિત્યાગ કરવામાં કલિ વિગેરેથી પ્રાપ્ત થતો દોષ આવતો હોય તો શું કરવું? કહીએ છીએ. (૧૭). અહીં ભક્તિમાર્ગમાં આરંભ દશામાં પરિત્યાગ કરવામાં નાશ થતો નથી. વળી એવા દૃષ્ટાન્તનો પણ અભાવ છે. સ્વસ્થતા લાવનાર જે કારણો ભિક્ષા વિગેરે તેનો ત્યાગ કરવાથી પછી બાધ શેનાથી સંભવે? (૧૮) સર્વ દુઃખહર્તા ભગવાન્ પણ આ પરિત્યાગમાં બાધ કરી શકતા નથી, તો પછી કાલવિગેરે તો ક્યાંથી જ? જો એમ થાય તો—જો ભગવાન્ બાધ કરે તો—માતાઓ કોઈપણ સ્થલે બાલકોનું સ્તન્યથી પોષણ જ ન કરે. (૧૯). **ज्ञानिनामपि** જો માર્કણ્ડેયવાક્યમાં જ્ઞાનીઓને જ માયાકૃત મોહ કહ્યો છે, માયા ભક્તને મોહ કરી શકતી નથી. આ ભક્તે તો સર્વ પ્રભુને સમર્પણ કર્યું છે, અને તે ભગવાનને પ્રિય છે, તેથી માયા ભક્તને કેવી રીતે મોહ કરી શકે? (૨૦) માટે ભગવાને ઉદ્ધવજીને કહેલા પ્રકારે ભક્તોએ પરિત્યાગ કરવો, જો એમ ન કરે તો સ્વાર્થ–એટલે ભગવદ્વિરહાનુભવ અને ભગવત્પ્રસાદ ગુમાવી બેસે છે, આવી મારી દૃઢ બુદ્ધિ છે. (૨૧)

પ્રેમરૂપ ભક્તિના ઉપાયરૂપ જે પરિત્યાગ છે તેમાં કલિકાલ વિગેરેએ કરેલો દોષ ઉત્પન્ન થાય ત્યારે તેને દૂર કરવાને શું કરવું? સમાધાનમાં કહે છે કે આ પ્રેમભક્તિના આરંભમાં પરિત્યાગ કરવામાં કલિ વિગેરેએ કરેલા દોષથી પોતે જે અવસ્થામાં હોય તેનાથી હીનપણાનો સંભવ થતો નથી. તેનું કારણ કે દૃષ્ટાંતનો જ અભાવ છે.*

એટલે અહીં આરંભમાં નાશનું અનુમાન કરીએ તો દૃષ્ટાન્ત મળતું નથી, અને अपि મૂળમાં છે તેથી એમ સૂચન થાય છે કે બીજા દોષ આવે છે. તે અનુમાન નીચેપ્રમાણે કરવું:—

ઉક્ત આરંભદશામાં ગૃહત્યાગકર્તા નાશ પામે છે, તે વખતે ત્યાગ કરવાને લીધે;

જ્યાં જ્યાં આરંભદશામાં ગૃહત્યાગ થાય, ત્યાં ગૃહત્યાગકર્તા નાશ પામે,

પરન્તુ ( અત્ર ) [1]દૃષ્ટાન્તનો અભાવ, હોવાથી ભક્તના નાશનું અનુમાન સિદ્ધ થતુ નથી.

આ અન્વયવ્યાપ્તિ લીધી; હવે વ્યતિરેક લઈએ.

---

* મૂળમા નાશ શબ્દ છે, તેનો સાતમી વિભક્તિથી વિપરિણામ કરવો, એટલે નાશે દૃષ્ટાન્તસ્ય અભાવઃ'—નાશમાં દૃષ્ટાન્ત મળતું નથી

૧. કોઇ પણ ભક્તે આરંભમાં સન્યાસ લીધો હોય અને તેનો નાશ થયો છે એવું દૃષ્ટાન્ત મળતું નહિ હોવાથી ભક્તિમાર્ગના આરંભની અવસ્થામાં સન્યાસ લીધેલા ભક્તના નાશ-વિષયક અનુમાન સિદ્ધ થતું નથી, કારણ કે દૃષ્ટાન્ત વિના અનુમાનપ્રયોગ સિદ્ધ થઇ શકે નહિ

જ્યાં જ્યાં તેવી રીતનો ત્યાગ કર્યા છતાં નાશ થયો ન હોય, ત્યાં ત્યાં ત્યાગકરવાપણું ન હોય. અત્ર આવી [1]વ્યાપ્તિ જ થઈ શકતી નથી. કેમકે જ્યાં ત્યાગ કરવાપણું હોય, ત્યાં ત્યાગ કરવાનો અભાવ ન હોય, અને ત્યાગ કરવાપણું ન માનીએ, તો ગૃહસ્થાદિકમાં જ નાશ નથી થતો, એમ સિદ્ધ થાય છે, તેથી તેવો ત્યાગ કરનાર જ મળતો નથી. એટલે દૃષ્ટાન્ત જ મળતું નથી.

હવે ભક્તિમાર્ગમાં આરંભદશામાં ત્યાગ કરવાને લીધે અથવા કષાય ( મલ ) અપક્વ હોવાને લીધે, અથવા સંગદોષને લીધે, નાશ થવાનું અનુમાન કરીએ, અને દૃષ્ટાન્ત આપતાં કહીએ કે શ્રવણાદિકની સિદ્ધિને માટે ત્યાગ કરનારનો જેમ નાશ થાય છે તેમ—એમ કરી અનુમાન સિદ્ધ કરીએ તો તે પણ ઘટતું નથી. કારણ કે નારદજીના પૂર્વજન્મનું દૃષ્ટાન્ત જોઇએ તો તેમણે ભક્તિમાર્ગની આરંભદશામાં ત્યાગ કર્યો હતો, અને તેમના કષાય પક્વ ન હતા, તોપણ તેમનો નાશ થયો નથી. માટે આરંભદશામાં ત્યાગ કરવાને લીધે, અથવા કષાય અપક્વ હોવાને લીધે એ બે હેતુ ખોટા છે. સંગદોષના સંભવરૂપ ત્રીજો હેતુ સ્વરૂપાસિદ્ધ ખોટો છે, કેમકે એકાદશ સ્કંધમાં કહ્યું છે કે ' લજ્જારહિત થઈ ગાન કરે, અને કોઇનો સંગ ન કરતાં ફર્યા કરે.'

ભક્તિમાર્ગની આરંભદશામાં ત્યાગ કરનાર આરંભદશામાં ત્યાગ કરવાને લીધે નાશ પામતો નથી, જેમ પૂર્વજન્મમાં નારદજીએ આરંભ દશામાં ત્યાગ કર્યા છતાં નાશ ન પામ્યા તેમ. આ પ્રમાણે પ્રત્યનુમાન સિદ્ધ થઈ શકે છે. તેથી ભક્તિમાર્ગની આરંભદશામાં ત્યાગ કરવાથી નાશ થાય એ કોઈ વાતે સિદ્ધ થતું નથી. નારદજીના દૃષ્ટાન્તથી ભક્તિમાર્ગની આરંભ દશામાં ત્યાગ કરનાર નાશ પામતો નથી એમ કહ્યું તે પ્રયોજનવિનાનું નથી. નારદજીના પૂર્વજન્મની કથાના પ્રસંગના વાક્યોથી તેવાઓનો નાશ જ સિદ્ધ થતો નથી. આ હેતુથી જ જો નાશનું અનુમાન સિદ્ધ થાય તો ત્યાં દૃષ્ટાન્તનો જ અભાવ છે તેથી શ્લોકમાં दृष्टान्तस्याप्यभावतः એમ જુદું પાડી કહ્યું તે યુક્ત છે.

વળી આ ત્યાગ ભગવદ્ધર્મ છે. નિમિરાજાએ કવિ યોગેશ્વરને કહ્યું કે તમે ભગવદ્ધર્મ કહો ત્યારે કવિયોગેશ્વરે કહ્યું કે 'અવિદ્વાન્ પુરુષો વિનામહેનતે ભગવત્પ્રાપ્તિ કરી શકે તેમાટે ભગવાને જે ઉપાયો કહ્યા છે તે ભગવદ્ધર્મ જાણવા.' એમ ભગવદ્ધર્મનું સામાન્ય લક્ષણ કહીને પછી કહ્યું કે 'કાયાવડે, વાણીવડે, ઇન્દ્રિયોવડે, મનવડે, તેને અનુસરતા સ્વભાવવડે જે કાંઈ પુરુષ કરે છે તે સર્વ નારાયણ ભગવાનને માટે છે' એમ સમજી ભગવાનને અર્પણ કરવું. આપ્રમાણે ધર્મો કહેતાં કહ્યું કે 'લાજરહિત થઈ ગાન કરે, અસંગ થઈ ફર્યા કરે.' અહીં અસંગ વિચરવા રૂપ ત્યાગનું પણ બોધન થાય છે. ભગવદ્ધર્મના આરંભમાં પણ નાશ થતો નથી તે પણ ભગવાને જ ઉદ્ધવજીને કહ્યું છે કે 'હે ઉદ્ધવ, મારા ધર્મનો ઉપક્રમ (આરંભ) કર્યો હોય તો તેનો લેશમાત્ર પણ નાશ થતો નથી.' આથી પણ ભક્તિમાર્ગના આરંભમાં ત્યાગ કરે તો પણ તેમાં નાશ થતો નથી.

આમ હોવાથી શ્રવણાદિકની સિદ્ધિને માટે ત્યાગ કરે તો નાશ કેમ થાય?—આવી શંકા કરવી નહિ. કેમકે તેવી દશામાં એટલે શ્રવણાદિકની સિદ્ધિને માટે ત્યાગ કરવાની દશામાં અજ્ઞાનથી ત્યાગ કરેલો હોવાથી તેમાં ભગવદ્ધર્મનો ઉપક્રમ (પ્રારંભ) થતો નથી. જ્ઞાનથી પ્રારંભ કરાય તેનું નામ ઉપક્રમ એમ કોષમાં કહ્યું છે. માટે જાણીને આરંભ કરે તેજ ઉપક્રમ કહેવાય. નાશ ભલે ન થાઓ, તો પણ દેહરક્ષાને માટે ભિક્ષાદિકની જરૂર પડે છે. તેથી ક્રમમાં વિલમ્બ કરનાર બાધ થાય તો તેનું નિવારણ કેમ થાય? આવી શંકા થાય તો કહે છે કે પતિત વિનાના ચાર વર્ણમાં ભિક્ષા માગવી તે ત્યાગીને સ્વસ્થતા કરનાર છે,

---

1. નૈયાયિકો અનુમાનપ્રયોગમાં વ્યાપ્તિ માને છે. વ્યાપ્તિનું સામાન્ય દૃષ્ટાન્ત આ છેઃ—જ્યાં ધૂમ હોય ત્યાં અગ્નિ હોય. અગ્નિ અને ધૂમના અવિનાભૂત-નિત્ય સાહચર્યને વ્યાપ્તિ કહે છે.

માટે સ્વસ્થતાનો હેતુ જે ભિક્ષા તેનો જ ત્યાગ કરવો. દ્વિતીય સ્કંધમાં કહ્યું છે કે 'ફાટેલાં લુગડાં માર્ગમાં શું પડ્યાં હોતાં નથી? પારકાનું પોષણ કરનાર વૃક્ષો શું ભિક્ષા નથી આપતા? નદીઓ શું સુકાઈ ગઈ છે? ગુફાઓ શું રોકાઈ ગઈ છે? શરણાગતની ભગવાન્ રક્ષા કરતા નથી? તો પછી ધનના દુર્મદથી અંધ થયલાની સેવા ડાહ્યા માણસો શામાટે કરે છે? આમાં કહેલી રીતે ભિક્ષાનો ત્યાગ કરવો. અથવા મૂલમાં स्वास्थ्यहेतु શબ્દ છે તે પરિત્યાગનું વિશેષણ લેવું. એટલે પોતાને વિષે જે રહે તે સ્વસ્થ, અથવા સ્વરૂપસ્થ. સ્વસ્થનો ભાવ તે સ્વાસ્થ્ય. સ્વાસ્થ્યનો હેતુ જે પરિત્યાગ તેને પ્રાપ્ત કરીને જીવનમુક્ત જ થઈ ગયો. આવા જીવન્મુક્તનો બાધ શાથી થઈ શકે? કશાથી નહિ.

આપ્રમાણે અવિદ્યા, કામ વિગેરે બાધ કરી ન શકે, પણ કાલ વિગેરે બાધ કરે તો તેનું નિવારણ કોણ કરે? આમ શંકા થાય તો કહે છે કે હરિ એટલે સ્મરણ કરનારના સર્વ દુઃખ પાપ હર્તા ભગવાન્ પણ આ પરિત્યાગમાં બાધ કરી શકતા નથી. કેમકે આ ભગવદ્ધર્મ છે એમ પોતે જ કહ્યું છે, અને ઉદ્ધવજીએ એકાદશ સ્કંધમાં કહ્યું છે કે 'હે અચ્યુત, આ પૃથ્વીમાં આપના ધર્મને કહેનાર, કરનાર કે રક્ષા કરનાર બીજો કોઈ નથી.' આ વાક્યથી રક્ષા કરનાર પણ પોતે જ છે. આમ હોવાથી બીજા કાલ વિગેરે બાધા શાથી કરી શકે? કાલ, કર્મ વિગેરે ભગવદાધીન છે, માટે તેમના બાધની પણ સમ્ભાવના નથી. અહીં તર્ક બતાવે છે કે પોતાના ધર્મના ઉત્પાદક અને રક્ષક ભગવાન્ છે. તે પોતે જ જો બાધા કરે તો બાલકોને ઉત્પન્ન કરનાર માતાઓ પોતાથી ઉત્પન્ન થયલા બાલકોનું સ્તન્ય (ધાવણ)થી પોષણ કરે [illegible] તે ન કરે. તેથી તેમણે કરેલું પોષણ અસન્ત ઢંકાઈ જાય, તેજ પ્રમાણે ભગવાન્‌થી થતો બાધ એ તર્કથીજ વિરુદ્ધ છે. જે ઉત્પન્ન કરનાર ને રક્ષણ કરનાર હોય તે તેનો નાશ કરે જ નહિ.

ભલે એમ હો, ભગવાન્ ભલે બાધ ન કરે, પણ સર્વનો મોહ કરવાને નીમેલી માયા તો પોતાનું મોહરૂપ કાર્ય કરે જ. માર્કંડેય પુરાણમાં કહ્યું છે કે "ઐશ્વર્યાદિ છ ગુણવાળી માયા દેવી જ્ઞાનીઓના ચિત્તને પણ બલાત્કારથી ખેંચીને મોહને અર્પણ કરે છે." આ વાક્યથી ભગવાનને પ્રિયતમ એવા જે જ્ઞાનીઓ તેમને પણ માયા મોહિત કરે છે, એમ કહ્યું છે, તો ભક્તિમાર્ગીય ત્યાગ કરનારને પણ માયા મોહ કરે—આમ શંકા થાય તો કહે છે કે ઉપરના માર્કંડેય પુરાણના વાક્યમાં જ્ઞાનીઓને જ માયાકૃત મોહ થાય છે એમ કહ્યું છે, ભક્તોને એવો મોહ થતો નથી, માટે એ માયા ભક્તને મોહ કરી શકતી નથી. ગીતામાં કહ્યું છે કે 'આ દૈવી ગુણમયી મારી માયા દુસ્તર છે, જે મારે શરણે આવે છે તેજ એ માયાને તરી જાય છે, આ વાક્યમાં ભગવાને પોતાને શરણે આવનારને એ માયા તરવાનું કહ્યું છે, અને ઉપર કહેલા ભક્તો ભગવાનને શરણે આવેલા હોય છે એમાં તો શંકા છે જ નહિ. માટે માયાથી ભક્તને મોહ થવો એ તો અસંભવિત જ છે.

त्यक्तिमान् એ શબ્દ અમુક વાક્યનો છે એમ શાથી સમજવું? न च એવા કારણસૂચક શબ્દ હોત તો જૂદી વાત; પણ તે તો છે નહિ. સમાધાન—પ્રસિદ્ધ અધ્યાયોમાં यावद्यावत् એ શ્લોકમાં શ્રીઆચાર્યજીએ તથા શ્રીધરે પણ मयं त्रिगुणमयं એ બે શબ્દ કારણના અભાવ છતાં सर्वं त्रिगुणमयं जगत् એ વાક્યની પંક્તિતરીકે સ્વીકારેલા છે. તેથી એ પ્રમાણે અહીં પણ સ્વીકારવામાં દોષ નથી. ચાચાજીનો મત પણ આ જ છે. વળી આ બન્ને સર્વ સાત્વિકો પોતાને ભગવાનને સમર્પણ કરેલા છે, પોતાના સ્વાર્થમાટે પોતાના રાખ્યો નથી. અને ભક્ત ભગવાનને પ્રિય હોય છે, કેમ કે ગીતામાં કહ્યું છે કે यो मद्भक्तः स मे प्रियः માયા તો ભગવાન્ અને ભક્તની ચરણાપૂર છે, કેમકે દ્વિતીય સ્કંધમાં કહ્યું છે કે 'ભગવાનની નજર આગળ

ઉભી રહેવાને શરમાતી આ માયાવડે મોહ પામેલા દુષ્ટ બુદ્ધિવાળા પુરુષો મારુ અને હું એમ બકે છે' ઉપર કહેલો ભક્ત કાંઈ દુષ્ટ બુદ્ધિવાળો હોતો નથી, કેમ કે તેણે ભગવાનને વિષે સ્નેહ બાંધેલો હોય છે વળી તેને ભગવાનશિવાય બીજે સ્થળે આસક્તિ હોતી નથી માટે તેને માયા શામાટે મોહ કરે? ઉપલા કારણોને લીધે માયા પણ ભક્તને મોહ કરી શકતી નથી. આ પ્રમાણે આ વિચારથી એ સિદ્ધ થયુ કે આરભ દશામાં પણ ભક્તિમાર્ગીય ત્યાગમા પશ્ચાત્તાપ વિગેરે દોષની સભાવના નથી. આનુ નિરૂપણ કરતા ઉપસહાર કરે છે કે બીજા ત્યાગપ્રકારો દોષવાળાં અને અસભવિત છે, અને મુખ્ય પ્રકારમા શાસ્ત્રની આજ્ઞાની અપેક્ષા નથી, કેમ કે ભગવાનમાં તેવો ભાવ થાય તો ત્યાગ તો પાછળ લાગેલો જ છે, અને સ્વાભાવિક જ છે. માટે ભગવાને આ ત્યાગની જ આજ્ઞા કરેલી છે. માટે ભગવાને ઉદ્ધવજીને આજ્ઞા કરેલા પ્રકારથી ભક્તિમાર્ગીય પરિત્યાગ કરવો જોઈએ. જો તેના અધિકારનો અભાવ હોય અને ત્યાગ કરે, તેમજ અધિકાર હોય અને ત્યાગ ન કરે તો સ્વાર્થ એટલે ભગવાનના વિરહનો અનુભવ અને ભગવત્પ્રસાદ એ બને ખોઈ બેસે છે. અહીં પોતાનો નિશ્ચય કહે છે કે આવા પ્રકારની નિશ્ચયવાળી મારી બુદ્ધિ છે.

ઉદ્ધવજીએ એવા પ્રકારનો ત્યાગ કરેલો છે તે તૃતીય સ્કધના ચતુર્થ અધ્યાયમાં કહ્યુ છે કે 'ભગવાનના વિરહથી આતુર આત્માવાળો હું અહીં આવ્યો છુ. તે હું ભગવાનના દર્શનનો આનદ અને વિયોગની આર્તિથી યુક્ત ભગવાનને પ્રિય બદરિકાશ્રમમાં જઈશ' આ વાક્યોથી બોધ થાય છે. તેમજ વ્યાસસૂત્રના તૃતીયાધ્યાયના ચતુર્થપાદમાં સૂત્ર છે કે બહિસ્તૂભયથાપિ સ્મૃતેરાચારાચ્ચ એ અધિકરણમાં એ ત્યાગનો વિચાર કરેલો છે ત્યા શકા કરી છે કે પ્રચુર ભગવદ્ભાવવાળા અથવા સાક્ષાત્ સ્વરૂપભોગવાળાએ ગૃહત્યાગ કરવો કે નહિ? જેને અત્યત ભગવદ્ભાવ થયો છે તેને ફલ સિદ્ધ થયુ છે, એટલે તેણે ગૃહત્યાગ કરવાની જરૂર નથી તેમજ જેને ભગવત્સ્વરૂપ સાથે સાક્ષાત્ સબધ હોય તેને પણ ત્યાગની જરૂર નથી કેમકે ચતુર્થસ્કન્ધમા ભગવાને પ્રચેતાઓને કહ્યુ છે કે 'મારી વાર્તા કરવામા જેના પ્રહરો જાય છે તેને ઘર બધનકર્તા નથી,' માટે તેમને ઘર બધનકર્તા ન હોવાથી ત્યાગની જરૂર નથી આ પ્રમાણે પૂર્વપક્ષ કરી સિદ્ધાંતરૂપે સૂત્ર યોજ્યુ છે. સૂત્રમા તુ શબ્દ છે તે પૂર્વપક્ષના નિરાસને માટે છે. સૂત્રમા ઉભયથાપિ એ શબ્દો છે, તેનો અર્થ એવો છે કે કેવલ ભાવમાન હોય તેણે અને સાક્ષાત્ ભગવત્સબધ હોય તેણે બનેએ ઘરથી બહાર નીકળવુ એટલે ગૃહત્યાગ કરવો આવશ્યક છે. તેમા પ્રમાણ આપતા સૂત્રમા કહે છે કે સ્મૃતેરાચારાચ્ચ. એટલે સ્મૃતિમાં એમ કહ્યુ છે અને આચાર પણ એવો છે. ભગવાને ઉદ્ધવજીને કહ્યુ છે કે 'સ્વજન અને બધુઓમા સ્નેહને છોડીને મારામા મનનો સારી રીતે આવેશ કરીને સર્વત્ર સમદૃષ્ટિ રાખી પૃથ્વીપર ફર્યા કર' અહીં ભગવાનના ભાવવાળાએ અને તેના સંગવાળાએ પણ ગૃહત્યાગ કરવો એમ કહ્યુ છે. અને આચાર પણ તેવો જ જણાય છે તેથી ત્યાગ કરવો જ જોઈએ. આ ત્યાગ આશ્રમના ધર્મરૂપ નથી, કેમકે તેનો વિચાર તો ઊર્ધ્વરેતસ્સુ च शब्दे हि એ સૂત્રમા પ્રથમ થઈ ગયોછે. કદાચ શકા થાય કે આશ્રમધર્મનો ત્યાગ અમુક સૂત્રમાં વિચાર્યો છે તેથી આ આશ્રમધર્મનો ત્યાગ નથી, એમ સૂત્રમાં કેમ ન કહ્યુ? આ શકા ન કરવી, કેમકે આ સૂત્રમાં ત્યાગ કરવાનો પ્રકાર બતાવ્યો નથી, તેથી આશ્રમધર્મનો આ ત્યાગ નથી, તેમ શુક અવર્ધૂતે કરેલો જ્ઞાનમાર્ગીય વિધિવિનાનો ત્યાગ પણ આશ્રમધર્મરૂપ નથી.

એ પ્રમાણે ત્યાગપ્રકાર અને તેની કર્તવ્યતાનો પ્રકાર કહીને ઉપસંહાર કરે છે.—

इति कृष्णप्रसादेन वल्लभेन विनिश्चितम् ।
संन्यासवरणं भक्तावन्यथा पतितो भवेत् ॥ २२ ॥

**सान्वयपदार्थः**—इति એ પ્રમાણે कृष्णप्रसादेन કૃષ્ણના પ્રસાદથી वल्लभेन ભગવાનને પ્રિય વલ્લભે भक्तौ ભક્તિમાર્ગે संन्यासवरणं સન્યાસનો અંગીકાર विनिश्चितम् નિશ્ચય કર્યો. अन्यथा આજ્ઞા ન હોય અને સંન્યાસ ગ્રહણ કરે તો पतितः પતિત भवेत् થાય.

**श्लोकार्थः**—પૂર્વોક્ત પ્રકારે સંન્યાસનો વિચાર કર્યો તેથી કૃષ્ણપ્રસાદ થયો, તેથી પ્રભુને પ્રિય વલ્લભાચાર્યે ભક્તિમાર્ગમાં સંન્યાસના અંગીકારનો નિશ્ચય કર્યો. એ પ્રમાણે આજ્ઞાવિના સંન્યાસનો અંગીકાર કરે તો પતિત થાય.

સર્વે પ્રાચીન મહાનુભાવીઓ આમ કહે છે. મને બીજું કાંઈ જણાય છે. ઉપક્રમમાં परित्यागो विचार्यते એમ કહ્યું અને છેલ્લા શ્લોકમાં परित्यागो विधीयताम् એટલે સન્યાસ ગ્રહણ કરવો એમ કહ્યું તેથી ત્યાંજ ઉપસંહાર થઈ ગયો, અને इति कृष्णप्रसादेन એ શ્લોકથી કાંઈક વિશેષનું સૂચન થાય છે. તે આ પ્રમાણેઃ—આચાર્યજીને આગલ સ્ફુરતા વિચારથી દેહદેશપરિત્યાગ વિષયની બે ભગવદાજ્ઞા ન કરવાના અભિમાનથી ખેદ થયો, તેથી જ્યારે લોકપરિત્યાગવિષયની ત્રીજી આજ્ઞા થઈ ત્યારે તેનો વિચાર આ ગ્રન્થમાં કહ્યા પ્રમાણે કર્યો, તેથી ભગવાન્ વિશેષ પ્રસન્ન થયા, અને લોકપરિત્યાગ એટલે સન્યાસ એમ આચાર્યજીના હૃદયમાં સ્ફુરણ કર્યું, તે આ શ્લોકમાં જણાવ્યું છે. इति એટલે પૂર્વોક્ત પ્રકારે પરિત્યાગનો વિચાર કર્યો ત્યારે જે પ્રથમથી વિલક્ષણ કૃષ્ણપ્રસાદ થયો તેથી ભગવાનને પ્રિય મેં (વલ્લભાચાર્યે) ભક્તિમાર્ગમાં ઉદ્ધવની માફક સંન્યાસ ગ્રહણ કરવાનો નિશ્ચય કર્યો. એપ્રમાણે આજ્ઞા ન થાય અને સન્યાસગ્રહણ કરે તો પતિત થાય. ભક્તિમાર્ગીય ધર્મો અને સંન્યાસના ધર્મો એક બીજાથી વિરુદ્ધ હોવાથી ભક્તિમાર્ગમાંથી પડી જાય. વિશેષ નિશ્ચય આ શ્લોકમાં છેઃ—'જે આહિતાગ્નિ હોય તેણે તો છેલ્લા આયુષ્યમાં વૈરાગ્ય થાય ત્યારે સન્યાસ લેવો.' 'જ્યાંસુધી જીવવું ત્યાંસુધી અગ્નિહોત્ર હોમવું' એ શ્રુતિનો ત્યાં કોઈ પ્રકારનો વિરોધ નથી. તૈત્તિરીય શાખાના નારાયણ ઉપનિષદ્‌માં જરામર્યાગ્નિહોત્ર કહ્યું છે, તેપ્રમાણે તે સિદ્ધ રહે છે. તેમજ આત્મયાગનું વિધાન કરેલું છે અને દ્રવ્યયજ્ઞની નિંદા કરેલી છે. આત્મયાગ ઉત્તમ છે એવાં વાક્ય છે, વળી તેનાથી મોક્ષની પ્રાપ્તિ છે એવાં વાક્ય છે, તેથી જ્યારે વૈરાગ્ય થાય ત્યારે અગ્નિહોત્રવાળાએ સન્યાસ કરવો તેમાં પ્રથમ પ્રાતઃકાલમાં વિધિપ્રમાણે હોમ કરવો, તેમાં સ્ત્રીની રજાની જરૂર નથી, કેમકે એકાદશ સ્કંધમાં શ્રીકૃષ્ણે ઉદ્ધવજીને કહ્યુ છે કે 'બ્રાહ્મણ સન્યાસ ગ્રહણ કરે ત્યારે દેવતાઓને ઈર્ષ્યા થાય છે કે આ અમારુ ઉલ્લંઘન કરી અમારાથી ઉપર જશે, તેથી તેઓ સ્ત્રીપુત્ર વિગેરેમાં આવેશ કરીને વિઘ્ન કરે છે,' તેથી સ્ત્રીની રજાની જરૂર નથી. જેમ પુત્ર લૌકિક છે, અને સંન્યાસ ગ્રહણ કરનાર બ્રહ્મરૂપ થવાથી અલૌકિક હોય છે, તેથી અલૌકિક કાર્યમાં લૌકિકની આવશ્યકતા નથી. જીવશ્રાદ્ધના વિધાનથી આઠ શ્રાદ્ધ કરે, તેમાં પિતૃ, પિતામહ, પ્રપિતામહ, માતૃ, પિતામહી, પ્રપિતામહી, અને માતામહ, પ્રમાતામહ, વૃદ્ધપ્રમાતામહ,—એ ત્રણ પ્રસિદ્ધ છે, તેનું શ્રાદ્ધ કરવું. આત્મશ્રાદ્ધમાં પોતે, પિતા અને પિતામહ દેવતાઓનું શ્રાદ્ધ કરવુ. દેહ ઇંદ્રિય અને પ્રાણના દેવતા એ પાંચમા શ્રાદ્ધમાં, મસ્તક, હસ્ત વિગેરે અંગના દેવતાઓ, ત્વચા વિગેરેના દેવતા, નેત્રના ગોલકના અધિષ્ઠાનના દેવતા, ચક્ષુ ઇંદ્રિયવિગેરે, પછી રુદ્ર, સંકર્ષણ અને શિવ એ ત્રણ પ્રકારના અહંકારના દેવતા, સપ્તમ શ્રાદ્ધમાં અને બ્રહ્માદિક ગુણાભિમાનવાળા દેવતા અષ્ટમ શ્રાદ્ધમાં માનેલાં છે. એમ અષ્ટ શ્રાદ્ધ કર્યા પછી ત્રણ દંડ, શીકું, પવિત્રી, જલપાત્ર અને પાત્ર એટલા

પદાર્થ લઇને ફાપડીનો વેષ કરીને ઘરમાંથી નીકળવું. આ વિગેરે શ્લોકોમાં વિશેષ પ્રકાર લખેલો છે. સર્વ ગ્રન્થ ઉત્સન્ન થઈ ગયો છે, પૂર્ણ મળતો નથી, તેથી આ શ્લોકોનુ વિવેચન કર્યું નથી. માટે આમાં કહેલો પ્રકાર તેતે શાખાઓની સન્યાસપદ્ધતિથી જાણી લેવો. ભગવાને સન્યાસની સ્ફુરણા કરવાથી જ આચાર્યજીએ ત્રિદંડ સન્યાસ ધારણ કર્યો છે, પત્નીવગેરેએ આજ્ઞા નહિ આપવાથી પોતાની પર્ણશાલાનું જ્વલન દર્શાવ્યું, એટલે તેઓએ નીકળો, જલદી નીકળો, એમ કહેતાંજ કમંડલુ અને કૌપીન લઇને નીકળી પડ્યા, એટલે અગ્નિ પણ શાંત થયો. પછી યથાવિધિ સન્યાસ ગ્રહણ કરીને અરેલ ગામથી કાશી પધાર્યા. એક માસ અનશન વ્રત કર્યું આઠ દિવસ મૌન વ્રત રાખ્યું, તેથી દેશત્યાગ અને દેહત્યાગરૂપ પ્રથમની બે આજ્ઞા પાક્ષિક દોષના પરિહારથી સિદ્ધ થતા દેશત્યાગ અને દેહત્યાગ એવી રીતે કર્યો પછી આષાઢ શુક્લ દ્વિતીયાને દિવસે સિદ્ધિને પ્રાપ્ત થયા એમ પ્રાચીનોના વાક્યથી જણાય છે.

જે કર્મઉપસંહારમાં શ્રુતિસૂત્રમાં ઉપદેશીઓ,
જે આપસેવક મુખ્ય ઉદ્ધવભક્તને પ્રભુએ કહ્યો;
જે અન્ય ગીતાદિકવચનનિષ્કર્ષને અનુસાર તે,
વિવરણ કર્યું સન્યાસનિર્ણયતણુ આ પુરુષોત્તમે.

શ્રીવલ્લભાચાર્યચરણૈકતાન શ્રીપીતાંબરાત્મજ શ્રીપુરુષોત્તમજી મહારાજે
કરેલું સંન્યાસનિર્ણયનું વિવરણ સમાપ્ત.

**શ્રીનાથજી.**

पुरन्दरमदोद्भवप्रचुरवृष्टिसम्पीडितस्वकीयवरगोकुलावनपरायणो लीलया ।
स्मिताम‍ृतसुवृष्टिभिः परिपुपोष तान् यो गिरिं दधार च स एव हि श्रुतिशिरःसु संराजते ॥ १ ॥
प्रलयजलदवृष्टेर्गोमजस्यावनाय स्वमृदुकरसरोजन्यस्तगोवर्धनाद्रिः ।
वदनविधुमयूखैर्नेत्रताप निजानामपनयतु हरीशः स्थापयन् पादपद्मम् ॥ २ ॥

# નવલ વિશેષ.

ગત ઉષ્ણકાલની રજામાં સૌરાષ્ટ્રમાં આવેલા જૂનાગઢમાં શ્રીદામોદરજી તથા શ્રીમદનમોહનલાલજીના મંદિરસ્થ હસ્તલિખિત પુસ્તક સંગ્રહના દર્શનનો લાભ ભગવદ્ધર્મપરાયણ રા. રણછોડદાસ વૃન્દાવનદાસ પટવારી તથા રા. રણછોડદાસ શ્યામજીની સહાનુભૂતિથી મળ્યો હતો. મારી સાથે ચાર પાંચ સન્મિત્રો હતા જેથી ત્યાંના મંદિરમાં વિદ્યમાન સર્વ સાંપ્રદાયિક ગ્રંથોમાંના હસ્તલિખિત પુસ્તકોનું નિરીક્ષણ કરવાનો અપૂર્વ લાભ પ્રભુકૃપાથી મળ્યો. ઘણી વાર મેં શ્રવણ કર્યું હતું કે જૂનાગઢમાં દેવકીનન્દનલાલાને ત્યાં શ્રીમહાપ્રભુજીની શ્રીમદ્ભાગવત ઉપર પ્રકટ કરેલી સૂક્ષ્મ ટીકા છે. એ સૂક્ષ્મ ટીકાના દર્શનનુ અહોભાગ્ય પ્રાપ્ત કરવાની ઉત્કંઠા મને બહુ વાર થતી; પરન્તુ એ ઉત્કંઠા શાંત કરવાનો પ્રસંગ અદ્યાપિ પર્યન્ત મળેલો નહિ. આ સમય ભગવદીય રણછોડદાસ શ્યામજી તથા ભગવદ્ધર્મપરાયણ રા. રણછોડદાસ પટવારીએ સર્વ પ્રકારની અનુકૂલતા કરી આપી જેથી ઉક્ત પુસ્તકસંગ્રહનું યથેચ્છ નિરીક્ષણ થયું. 'શ્રીમહાપ્રભુજીની શ્રીમદ્ભાગવતના સમગ્ર સૂક્ષ્મ ટીકાના દર્શનનું સૌભાગ્ય તો અમને પ્રાપ્ત ન થયું, પરન્તુ શ્રીદશમસ્કન્ધના આરંભના વિશેષ પત્રનું દર્શન થયું. પરન્તુ ઉક્ત પુસ્તકસંગ્રહનું સાંગોપાંગ નિરીક્ષણ કરવામાં અને તેની સૂચિ તૈયાર કરવામાં અન્ય નવલ વિશેષ પણ જાણવામાં આવ્યું. *ઉક્ત સંગ્રહમાં શ્રીસુબોધિનીની જુની સુન્દર પ્રતો વિરાજે છે, તથા તે ઉપરનો પ્રકાશ* શ્રીપુરુષોત્તમજીનો સારો છે. પરન્તુ ત્યાં પણ દશમસ્કંધનો માત્ર લેખ છે, પ્રકાશ નથી. નિબંધ ઉપર પણ આવરણભંગાદિની પ્રતિઓ છે. શ્રીમદણુભાષ્ય ઉપર કાશીસ્થ શ્રીગિરિધરજીનું વિવરણ તથા મરીચિકાવૃત્તિ વિના અન્ય કાંઈ નથી. ષોડશ ગ્રન્થનું સાહિત્ય સારા પ્રમાણમાં છે. અમે પ્રકટ કરેલાં દ્વાદશવિવરણસહિત સેવાફલમાં બે વિવરણ નામરહિત હતા. તેમાં અન્તિમ નામરહિત વિવરણ શ્રીમદ્વિઠ્ઠલેશ્વરપ્રભુચરણના ચતુર્થ પુત્ર શ્રીગોકુલનાથજીનું છે એમ મને એઓશ્રીની શ્રીસર્વોત્તમજીની બડી ટીકા વાચતાં માલૂમ પડ્યું હતું. પરન્તુ શ્રીપુરુષોત્તમજીની પછી મુદ્રિત કરેલું વિવરણ કોનું તે જૂનાગઢના પુસ્તકસંગ્રહથી માલૂમ પડે છે. ઉક્ત વિવરણના કર્તા શ્રીમથુરાનાથાત્મજ શ્રીદ્વારકેશજી મહારાજ છે. એ વિવરણનો અન્તિમ ભાગ કાંઈક ત્રુટિત હતો. તે આ પ્રકારે છેઃ—'भगवदीयैः स्थेयम्' ને બદલે આમ વાચવું—

भगवदिच्छाभावनपरेण स्थेयम् । भगवदिच्छाभावनमात्रे तु श्रीगोपीजनवल्लभोऽस्मत्प्रभुः प्रभुत्वाद्वशीकृतात्मनां स्वयमेवोद्वेगादिकं निवार्य यथाधिकारमेतद्ग्रन्थोक्तं फलं दास्यतीति सिद्धम् ।

श्रीवल्लभप्रभोर्नामोच्चारणात् प्राप्तबुद्धिना ।
विचारिता मयाप्येषा पूर्वटीकानुसारतः ॥ १ ॥

इतिश्रीगोस्वामिमथुरानाथात्मजद्वारिकेशकृतसेवाफलविवृतिप्रकाशः समाप्तः ।

બીજું આ શ્રીદ્વારિકેશજી મહારાજના અને યોગિશ્રીગોપેશ્વરજીનાં ચિત્રનાં એકજ પત્ર ઉપર દર્શન કર્યાં, અને શ્રીદ્વારકેશજીના અમુક પુસ્તકો ઉપરના હસ્તાક્ષરના પણ દર્શન થયાં. તે ઉપરથી મને હવે લાગે છે કે સંન્યાસનિર્ણયમાં છાપેલી ચોથી ટીકા આચાર્યશ્રીગોપેશ્વરજીના નામથી છાપેલી તે યોગિશ્રીગોપેશ્વરજીની છે. જે પ્રતિ ઉપરથી આ ચતુર્થ ટીકા છાપી તેના ઉપર श्रीद्वारिकेशचरणानामिदम् એમ લખેલું હતું, તે અને 'आचार्यगोपेश्वरजीकृतटीका' એમ લખેલું હતું. જે હસ્તાક્ષરમાં આ લખેલું હતું તે અને શ્રીદ્વારકેશજીના હસ્તાક્ષર એક જ હોવાથી, અને ઉભયના ચિત્ર સાથે હોવાથી શ્રીદ્વારકેશજી યોગિશ્રીગોપેશ્વરજીને જ આચાર્ય શ્રીગોપેશ્વરજી કહેતા હોય એમ સમજ હોવાથી ઉક્ત ટીકા યોગિશ્રીગોપેશ્વરજીની છે એમ હવે મારી મતિ છે.

મૂલચન્દ્ર તેલીવાલા.